તત્ત્વત્રયીમીમાંસાના સારરૂપ

# તત્ત્વત્રયી—પ્રવેશિકા.

લેખક—

જૈનાચાર્ય ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી
( અપરનામ શ્રીઆત્મારામજી ) મહારાજના
શિષ્યરત્ન-દક્ષિણવિહારી મુનિરાજ
શ્રીઅમરવિજયજી મહારાજ

છપાવી પ્રસિદ્ધ કરનાર—

શાહ વ્રજલાલ રાયજીના ટ્રસ્ટીઓ
શાહ મૂળજીભાઈ સવઈચંદ
તથા શાહ ત્રિભોવનદાસ હરગોવન
શ્રીમાળી વાગા—ડભોઈ

વીર સંવત્ ૨૪૫૯] પ્રથમાવૃત્તિ ૧૦૦૦ [આત્મસંવત્ ૩૭
વિક્રમ સંવત્ ૧૯૮૯] કિંમત રૂ ૦-૧૨-૦ [સને ૧૯૩૩

પ્રકાશકો

શાહ મૂળજીભાઈ સવાઇચંદ
શાહ નીભાવનદાસ હરગોવન
શાહ મગનલાલ રાયજીના
ટ્રસ્ટીઓ

શ્રીમાળી વાગા—ડભોઇ

પ્રકાશન સ્થળ

ડભોઇ

૧૦ ૧-૧૯૩૩

મુદ્રક

શાહ લાલચંદ નંદલાલ

વકીલ બ્રધર્સ પ્રી પ્રેસ

વડોદરા

# નિવેદન

સુજ્ઞ વાચકો !

અમારા તરફથી પ્રસિદ્ધ થએલ રોયલ આઠ પેજી ફારમ ૧૫૦ ના આશરે ( પૃષ્ઠ ૧૨૦૦ લગભગ ) દળદાર **તત્ત્વત્રયી મીમાંસા** નામના પુસ્તકની પ્રસ્તાવનારૂપ આ ગ્રંથ હોવાને લીધે ફરીથી આની પ્રસ્તાવનાની જરૂર હોય નહી

સામાન્ય જનતા સ્હેલાઇથી ટુંક સમયમાં સમજી લાભ ઉઠાવી શકે તેવા ઈરાદાથી તેની પ્રવેશિકા રૂપ આ ગ્રંથ જુદા પુસ્તક તરીકે પ્રગટ કરવામાં આવે છે આમાં ચર્ચેલી દરેક બાબતોમાં વિશેષ ઉંડા ઉતરવા ઇચ્છા ધરાવનારાઓએ ઉપરોક્ત ગ્રંથ વાંચવા ભલામણ છે

તત્ત્વત્રયી મીમાંસા ગ્રંથ અમારી દશબાર વર્ષની મહેનતનું ફળ છે અને લગભગ ૧૧૨ પુસ્તકોના દોહન ( માખણ ) સમાન છે

આ ગ્રંથ તૈયાર કરવામાં શ્રી સયાજીરાવ શ્વેતોત્સવ લાયબ્રેરી ( શિનોર ) ની સારી સહાયતા મળી છે તેના માટે તેના કાર્યવાહકોને ધન્યવાદ આપીયે છીયે અને પુસ્તકાલયની ઉત્તરોત્તર અભિવૃદ્ધિ ઇચ્છિએ છીયે

લી૦ કર્તા

# ॥ તત્ત્વત્રયી મીમાંસા ॥



## રોયલ આઠપેજી ફારમ દોઢસો, પૃ. ૧૨૦૦ ની પ્રવેશિકા તેના વિષયોની ટુંક નોંધ.

પૃષ્ઠ

# ॥ તત્ત્વત્રયી મીમાંસા ॥



## રેયલ આઠપેજી ફારમ દોઢસો, પૃ. ૧૨૦૦ ની પ્રવેશિકા તેના વિષયોની ટુંક નોધ.

(૫) જૈનોમા અનાદિની સૃષ્ટિ, વૈદિકોમા સૃષ્ટિના ઉત્પાદક જુદા જુદા અનેક દેવો

(૬) જૈન-બૌદ્ધના અનુકરણ રૂપે-વૈદિકોમા ૨૪-૧૯ માત્ર દિક અવતારો

(૭) જૈનોમા-મરૂદેવીની સાથે જન્મેલા નાભિરાજા, પુત્ર ઋષભદેવ, પહેલા તીર્થંકર

(૮) વૈદિકોમા-મેરૂ પર્વતની દીકરી મેરૂ દેવી સાથે પરણેલા નાભિરાજા, ત્યા વિષ્ણુ પોતે ઋષભદેવ ૮ મા અવતાર રૂપે જન્મ્યા

જૈનોમા સાઠ હજાર પુત્રના પિતા સગર, બીજા ચક્રવર્તી

સાઠે હજાર નાગેંદ્રના કોપથી ભસ્મ જન્હુપુત્રે ગંગા સમુદ્રમા મેળવી તેથી જાન્હવી

વૈદિકોમા-સગર રાજા તેમા ત્રણ પ્રકાર-વાલ્મીકે જન્હુ ગંગા પી ગયા ભગીરથે બહાર કઢાવ્યા તેથી જાહ્નવી

નીતિશિક્ષણમા-શિવના વરદાનથી ૬૦ હજાર પુત્રો, કપિલની નેત્રાગ્નિથી ભસ્મ તે ચોથી પેઢીના ભગીરથે સ્વર્ગે પહોચાડ્યા ૪

તુલસી રામાયણે-ભૃગુના વરદાનથી ૬૦ હજાર પુત્રો, ઘીના ઘડામા વધ્યા કપિલનેત્રાગ્નિથી ભસ્મ ભગીરથના હજાર વર્ષ તપના અતે બ્રહ્મા પ્રસન્ન, પછી ચોથી પેઢીએ સ્વર્ગે

જૈનોમા-૧૧ મા તીર્થંકરના વખતે એક મહાન્ રાજા, મૃગાવતી પુત્રીના સબધથી પ્રજાપતિ ૪

(૧) વૈદિકોમા-પ્રજાપતિ બ્રહ્મા-હરિણીરૂપ પુત્રીની પછાડ હરણ રૂપધરીને દોડ્યા (ભાગવતે) ૪

૧૯મા થયા પછી ૨૦ મા તીર્થંકર, સાથમા ૯ મા ચક્રવર્તી, તેમના મોટાભાઈ દીક્ષિત લબ્ધિધારી વિષ્ણુકુમાર રાજર્ષિએ-દુષ્ટને શિક્ષા દેતા ધરતીમા ઓસ્મી ઘાલ્યો છે વદિકોમા-તે કથા બલિ પ્રતિવાસુદેવ સાથે જોડાઇ છે ૮૭

૨૦મા પછી-રામાદિકનુ આઠમુ ત્રિક પડી ૨૧ મા તીર્થંકર, સાથમા ૧૦ મા ચક્રી. પછી ૧૧ મા ચક્રી પછી ૨૨ મા તીર્થંકર, સાથમા કૃષ્ણાદિકનુ ૯ મુ ત્રિક આ બે ત્રિકો જૈન-વૈદિકોમા પ્રસિદ્ધ છે પડી ૧૨ મા ચક્રી પછી ૨૩ મા અને ૨૪ મા તીર્થંકરો થતા ૬૩ શલાકા પુરૂષો થયા ,,

આ ત્રેસઠ ( ૬૩ ) શલાકાના સંકેતની ગાથાથી-વૈદિક પંડિત તે જૈનાચાર્ય હરિભદ્ર ૮૮

વૈદિકના પંડિતો પ્રતિ-ખેદ-કરૂણાજનક હેમાચાર્યના ઉદ્ગારો ૯૧

અનુભવ વિનાનુ ઘણુ બોલ્યા પણ તે શા કામનુ ? ૯૩

---

સર્વજ્ઞોમા-ઋષભદેવથી જુદા જુદા થતા આવેના ૧૧-રૂદ્રો ૯૫

વૈદિક ૨૬૬ પુ૦ મા-૧૧ બ્રાહ્મણોના નામથી ૧૧ રૂદ્રો ,,

શતપથમા-૧૦ પ્રાણ ૧ આત્મા, તે ૧૧ રૂદ્રો યજ્ઞ અને પશુઓ તે પ્રજાપતિ પછી જુઓ વિચિત્રતા સર્વજ્ઞ મહાવીરના વખતે-કામાશક્ત વિદ્યાધરે-કુમારિકાઓને,

(૪૦) મહાદેવને હજાર કમળ ચઢાવવાનો વિષ્ણુનો સંકલ્પ, શંકરે એક ઉઠાવ્યું વિષ્ણુએ આંખ કાઢીને આપી આ વાત પંચતંત્ર જેવી વૈદિક પંડિત જણાવે છે

---

## ॥ ખંડ બીજાના વિષયોની ટુંક નોંધ ॥

ગાયોના વધ, મનુષ્યોના વધ યજુર્વેદમા કેટલાક મત્રો તદ્દન નિર્લજ્જતાના પણ લખાયા છે એ શુ જ્ઞાન ધર્મ ? ૧૨૭

વીગ્સ્તુતિમા-હેમચદ્ર કહે છે કે-સ્વાર્થી લોકોથી પ્રવૃત્ત, હિસા યુક્ત વેદો, મતોને પ્રમાણ નથી

જૈનાગમ-જીવોના હિતવાણુ, વિરોધ વિનાનુ, મતોને પ્રમાણ રૂપનુજ થએલુ છે ૧૨૮

---

(૩૩) શકર દિગ્ વિજય, સર્ગ ૧૬ ની ટુક નોધ—

સર્ગ ૧લા માં-વેદના શરણથી-ભટ્ટ ઉચેથી પડયા ને બૌદ્ધોને જીત્યા ફરીથી-સર્પના ઠેકાને શેષશાયી વિષ્ણુ બનાવીને જીત્યા બૌધ્ધ-જૈનનો નાશ કરાવ્યો ૧૨૯

સર્ગ ૨ જા મા—શકરે શકર પ્રગટ થઇ ગયા ,,

સર્ગ ૩ જા મા—બ્રહ્માદિદેવોજ સ્વર્ગથી નીચે જન્મી પડયા ,,

સર્ગ ૪ મા-લક્ષ્મીને બોલાવી, સોનાના આમળાથી, બ્રાહ્મણીનુ ઘર ભરાવી દીધુ ૧૩૦

સર્ગ ૫ મા—શકરે નદીને આગણામા વહાવી માતાને સતોષી રાજાને પુત્ર આપ્યો અગસ્ત્યાદિ આવ્યા સન્યાસી થવા ગયા ત્યા ચિદાનદ કહેવા લાગ્યા નદીના પૂરને કમડલુમા સમાવી દીધુ એવા ચમત્કારો બતાવ્યા ,,

સર્ગ છ સાતમા—શિષ્ય કર્યો કુતન્ત્રાથિ ચડાવે

શિવ મૂર્ત્તિરૂપે દર્શન આપ્યુ ગગામા કમલો પગ
શિષ્ય આવ્યા ,
"બીજા દેહમા જતા જીવને પાચ ભૂત વીંટાઈને
જાય છે" એ અપૂર્ણ અર્થ સાભળના વ્યાસે ૧૬ વર્ષ
વધાર્યા ,,
સર્ગ ૮ થી ૧૦ મા—જૈમિનિના કર્મકાડનુ ખડન
જ્ઞાનકાડનુ સ્થાપન વ્યાસ જમિનિએ શકર મત-
માનો કહી મડનનો ખેદ દૂર કરાવ્યો મડન સ્ત્રી
સાથે ૧૭ દિવસનો વાદ, કામકેલીનુ પ્રશ્ન થતા માસની
મુદત માગી શિખવા ગયા ત્યાથી શિષ્યો છોડાવી લાવ્યા ૧૩૧
સર્ગ ૧૧ મા—કાપાલિકે શ્રર માટે મસ્તક માગ્યુ,
એકાતના વાયદે તે ગયો પદ્મપાદે નૃસિહ રૂપે ચીરી
નાખ્યો ,,
સર્ગ ૧૨ મા—પુત્રના મરણથી દુખી બ્રાહ્મણપર
દયા, આકાશવાણી થઈ, તેની પાસે જીવનો કરાવ્યો ,,
સર્ગ ૧૪ મા—માતાના મદવડમા—શકર સ્મર્યા,
વિમાન લઈ દૂતો આવ્યા ના થતા પછા ગયા તે પ્રમાણે
વિષ્ણુના દૂતો આવ્યા, વિમાનથી વિષ્ણુધામમા પધાર્યા ૧૩૨
સર્ગ ૧૫ મા—હજારો શિષ્યો અને રાજ્યના લશ્કર
સાથે જય કરવા નીકળ્યા ઝગડા થયા પણ અદ્વૈત મત ઘણા-
ઓને કબૂલ કરાવ્યો જૈનોને પિશાચાદિ કહી તેમના
તત્ત્વોનુ ખડન કર્યુ, સપ્તભગીનુ પણ ખડન કર્યુ મત્યના
કેટલી છે તે જોશો ,,

(૩૪) સાધારણ વિચારો— ,,

સર્વજ્ઞોના અપરિચિત પ્રદેશમા યજ્ઞ યાગાદિકોજ ૫ડી ,,

સર્વજ્ઞોમાથી લઇને ગડી કરીને મૂક્યો ,,

વેદોજ ઘણા લાખા લાગા કાળે લખ્યા છે, છતા પ્રજાપતિથી પ્રાપ્ત થયા બનાવ્યા ૧૩૩

સર્વજ્ઞોમા-ધર્મના પ્રવર્ત્તકો ૨૪ તીર્થ કરો થતા આવ્યા

વેદિકોમા-વિષ્ણુ-મત્સ્ય,કૂર્માદિ ૨૪ અવતારો લેતા આવ્યા૧૩૪

સર્વજ્ઞોમા—હાથા ઘોડાદિક નહાપનાકરી ૧૪ રત્નો જેને મળે તેજ ચક્રવર્તી થાય ,,

વૈદિકોમા-બ્રહ્માદિકના સમુદ્રમથનથી ૧૪ રત્નો ઉત્પન્ન થએલા બતાવ્યા છે ,,

સર્વજ્ઞોમા પુત્રીના પતિ પ્રજાપતિ,નહાનૂ રાજા લખાયા છે

વૈદિકોમા-પુત્રીના પતિ પ્રજાપતિ બ્રહ્મા લખાયા છે ૧૩૫

સર્વજ્ઞોમા—ને પ્રજાપતિથી વાસુદેવાદિકની પ્રવૃત્તિ થતા રામ, કૃષ્ણ સુધીમા,નવ ત્રિકોજ થએલા બનાવ્યા છે

વૈદિકોમા-તે નવ ત્રિકોમા મોટો ફેરફાર કરીને અજાણ પ્રજાને મોટી મુજવણમા નાખી દીધેલી છે ,,

(૩૫) જૈનોના-અનેકાતવાદનુ-સ્યાદ્વાદનુ સ્વરૂપ ૧૩૮

પદાર્થો-ઉત્પન્ન થતા અને નાશ થતા, સદા જોવામા આવે છે પણ મૂળ પદાર્થોના નાશ થતોજ નથી અર્થાત્ સોનાનો કે માટીનો નાશ થતોજ નથી તેથી પદાર્થો અનેક ધર્મવાળાજ છે એ જૈનોનો સિદ્ધાત મુખ્ય છે ૧૩૯

શકર સ્વામીએ-અદ્વૈતવાદ ઉભો કર્યો, અનેકાતવાદનુ

વિષ્ણુ વ્યાપીને રહેલા માનીએ ત્યારે યજ્ઞમા ઘાત થતો કોનો માનવો ? ૧૪૮

,, વેદોના વિષયોને ગમે તેટલા પ્રાચીન કલ્પો પણ સત્ય-ધર્મ પ્રિયને તો, ઘૃણા ઉત્પન્ન કરે તેવાજ હતા સર્વજ્ઞોના તત્ત્વો ફેલાતાની સાથે-બ્રાહ્મણ ગ્રંથોમા યજ્ઞ યાગાદિકની સિદ્ધિ કરવા મડી પડયા, પણ સોનાની આગળ પિત્તળની કિમત કેટલી ? પછી ઉપનિષદોમા સર્વજ્ઞોમાથી લઈને ઉધુ છતુ કરવા માડયુ, એ સહેજે સમજાય છે ૧૫૩

(૧) સર્વજ્ઞોથી-અનાદિની સૃષ્ટિ પ્રસિદ્ધ થતા, વૈદિકોએ સૃષ્ટિના કર્તા કલ્પિત પ્રજાપતિ આદિ અનેક દેવોને વેદોથી તે પુરાણો સુધીમા ખોસી ઘાલ્યા ૧૫૪

(૨) આ અવસર્પિણીમા ઋષભદેવે ધર્મની પ્રવૃત્તિ ચલાવી વૈદિકોએ તેમને વિષ્ણુના ૮ મા અવતાર કલ્પ્યા ,,

(૩) સર્વજ્ઞોમા-ભરત-સગર એ બન્ને ચક્રવર્તીઓ છે વૈદિકોમા-તે બન્ને રાજારૂપે વિચિત્રરૂપના લખાયા છે ૧૫૫

(૪) સેનાપતિ આદિ મહા પરાક્રમી ૧૪ રત્નો વાળા **ચક્રવર્તી**, તે ૧૨ અને ૭ રત્નો વાળા તે **વાસુદેવ** (વિષ્ણુ), તેના ત્રિકો નવ (૨૭) સર્વજ્ઞોમા છે વૈદિકોમા—તે નવ ત્રિકો ઘણાજ વિકૃત સ્વરૂપના લખાયા છે અને તે ૧૪ રત્નો, બ્રહ્માદિકના સમુદ્ર મથનથી પેદા કરેલા લખીને બતાવ્યા છે ,,

(૫) સર્વજ્ઞોમા-૧૧ મા ના સમયમા-મૃગાવતી પુત્રીના

પતિ મહાન રાજા, તે પ્રજાપતિ, તેના પુત્ર પહેલા વિષ્ણુ, તેના શત્રુ તે અશ્વગ્રીવ

વેદિકોમા-પુત્રીના પતિ પ્રજાપતિ-બ્રહ્મા, ઘણાજ વિચિત્ર સ્વરૂપના લખાયા છે અને જે અશ્વગ્રીવ તે માથુ કપાયા પછી ઘોડાના માથાવાળા હયગ્રીવ વિષ્ણુ લખાયા છે ૧૫૬

" સર્વજ્ઞોમા-અનેક વિદ્યાઓ વાળા તે રૂદ્ર, ઋષભદેવથી તે મહાવીર સુધીમા ૧૧ જુદા જુદા થતા આવ્યા છે વૈદિકોમા-તે રૂદ્રના સબધે પણ વિચિત્ર પ્રકારની વાતો લખાઇ છે ૧૫૭

" હજારો ઋષિઓએ કરેલી સ્વાર્થની પ્રાર્થના, તેનો સગ્રહ તે વેદો, ઉદાત્તાદિક સ્વરોની યોજના કરી આડબરવાળા કર્યા અને ઇશ્વરથી પ્રાપ્ત થએલા બતાવ્યા આગળ સર્વજ્ઞોમાથી પુરાણોમા ઉંધુ છત્તુ કર્યુ તે વ્યાસના નામે ચઢાવી દીધા વેદ, પુરાણે નો કોઇ નિયતા તો દેખાતો નથી છતા તેમા સત્ય વસ્તુની શોધ કરવા મડી પડવુ તે તો અધારામા ફાફા મારવા જેવુ થાય ૧૬૧

" ખરો નીતિ ધર્મ તો બધી દુનિયાનો એકજ છે એમ ભર્તૃહરિ પણ કહે છે તેથી નીતિથી વિરૂદ્ધ યોગ્ય ન ગણાય ૧૬૩

" જૈનોના સ્યાદ્વાદમા આજક લના પડિતો પણ સત્ય કાર અર્પી રહ્યા છે તેમા પણ વિપરીત બતાવનારાઓની

---

## ॥ ફિલસુફી (તત્ત્વ) ના વિચારો ॥

શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરેભ્યો નમ



## તત્ત્વત્રયીમીમાંસાના સારાંશરૂપ

# તત્ત્વત્રયી-પ્રવેશિકા.

## ખંડ પહેલો



॥ સજ્જનો પ્રતિ મારી નમ્ર પ્રાર્થના ॥

॥ આજ કાલના ઘણાખરા પંડિતોમાં અને લોકોમાં એવી હવા પસરેલી છે કે આ જમાનો સ્વતંત્રતાનો છે એમ કહીને કેટલાકો સિદ્ધાંતોને બાજુ પર રાખીને પોતાની સ્વતંત્રના લેખો લખી કુદકાને ભૂસકા મારે છે પણ તેવી હવા હજુ મારામાં પસરેલી નથી અને તે પ્રમાણે સ્વતંત્ર પણે લેખ લખવાની બુદ્ધિ મેં મારી ચલાવેલી પણ નથી મેં મારી "તત્ત્વત્રયી મીમાંસામાં" જે કાંઇ લખ્યું છે તે સર્વજ્ઞોના ઇતિહાસમાં જે પ્રમાણે લખાયું છે તેમાંનું તેમના અભિપ્રાયને

મુખ્ય રાખીને તેમાથી લઈ ને યત્કિંચિત્ લખીને બતાવેલુ છે બાકી વધારાનુ છોડી દીધુ છે પણ ફેરફાર કરવાની બુદ્ધિ જરાપણ થવાનેથી નથી

વૈદિકોમા-અસર્વજ્ઞોના ઇતિહાસને મળતા જે લેખો લખાયા છે અને દૂરદૂરમા જઇને નબધ વિનાના પડેલા છે તેમાથી પણ લઇને તેમનાજ અભિપ્રાય પ્રમાણે ટુક ટુક જૈનોના લેખોની સાથે જોડીને બતાવ્યા છે બાકી વધારાના વિચારો તેમના તેવાને તેવા સ્વરૂપના છોડી દીધા છે પણ આ જમાનાની ધાધલ જોઇને તે બન્ને પ્રકારના લેખોમા મે મારા સ્વત ત્રતાના વિચારો પણ લખીને બતાવેલા છે અને તેમા બીજા લેખકોની સહાયતા પણ મેળવી છે બીજાના હિસાબે ભૂલ ન થએલી હોય એમ કદાચ ન પણ બન્યુ હોય ? બતા સજ્જનોને મારી નમ્ર વિનતી છે કે હુ મ ચ ચુ ન્યાયે ખીરનીરનો ભેદ સમજીને સાર સાર ગ્રહણ કરશો અને મારામા થએલી ભૂલોની ઉપેક્ષા કરશો સર્વજ્ઞો વિના બીજા ગમે તેટલા અક્ષરોના પંડિતો હોય તો પણ તેમનામા ભૂલ થવાનો સભવ તો રહે ? તેથીજ આ બધી દુનીયામા વિચિત્ર પ્રકારની બાજી પસરેલી જોવામા આવે છે તો પછી મારા જેવા અલ્પજ્ઞમા ભૂલ થવા પામી હોય તો તેમા શી નવાઇ ? સર્વજ્ઞ વિના માણસ માત્રજ ભૂલના પાત્ર ગણાય છે માટે હુ સ ચચુનો ન્યાય હૃદયમા ધારણ કરી સાર સાર ગ્રહણ કરશો એવી મારી અતિમ પ્રાર્થના છે આજ કાલના ઘણાખરા પડિતોએ તો સ્વતંત્ર પણાથી લેખો લખીને બનાવ્યા છે પરતુ મે તો પરત ત્રપણે રહીનેજ લખીને બતાવેલુ

છે આપ સજ્જનો બી ત સ્વત ત્ર લેખકોની ભૂલોની ઉપેક્ષા કરતા રહ્યા છો, તો પછી માગ જેવા પરત ત્રના લેખકોની ભૂલોની ઉપેક્ષા કરો તે તો તમારા જેવા સજ્જનોનો ધર્મજ છે સુરેષુ કિમધિકેન ?

---

## આ તત્વત્રયી મીમાંસાગ્રંથની ઉત્પત્તિ થવામા મુખ્ય કારણ.

રેવાકાઠાના શહેર સીનોરમા સવત્ ૧૯૭૯ ના અમારા પહેલા ચોમાસાના અ તે કાર્તિક પૂર્ણિમાના દિવસે ગામના બહાર બગીચામા સિદ્ધાચલજીના પટના દર્શન કર્યા પછી શેઠ ફુલચ દ શિવલાલના ઘરમા ચોમાસુ બદલ્યું હતુ, ત્યા પ્રતિક્રમણ ( સ ધ્યાક્રિયા ) થઈ ગઈ એટલે મોટા પર્વનો દિવસ જાણી આસપાસ ગામડાઓના શ્રાવકો પણ પટના દર્શન માટે આવેલા હતા, તેમાના કેટલાએક વ દના કરીને અમારી પાસે બેઠા ધર્મચર્ચા કેટલીક સામાન્ય થયા પછી જરાક ત્રટકીને બોલ્યા શાહેબ ! આપ તો શહેરોમા બેસીને મોટી મોટી વાતો કરો છો પણ અમારી દશા કેવા પ્રકારની થઈ રહી છે તેના ખબર આપ જેવાને કયાથી હોય ? પછી અમોએ પુછ્યુ ભાઈ એવુ શુ છે ? શાહેબ ? બીજુ તો શુ હોય અમો ગામડાના અભણ ધર્મના સ બ ધે કાઇ પણ જાણીએ નહી. તેથી લોકો જે કાઇ કહે તેમા હાજી હાજી કર્યા કરીએ આપણા સાધુ મહારાજ રસ્તો કાપતા કોઇકજ દિને આવી ચઢે અને

(૨) જે બ્રાહ્મણોને પોતાના ઘરની પણ પૂરી ખબર હોતી નથી, તેમજ જૈનધર્મવાળાઓનો પૂરો પરિચય પણ હોતો નથી, તેઓ એમ કહી દેતા હશે કે જૈનો જગતના કર્તા-એવા ઇશ્વર ને માનતા નથી એ કથન તેમનુ તદ્દન વિચાર વિનાનુ, લોક રૂઢી પ્રમાણે બોલવા પુરતુ જ હોય છે જો કદાચ આ દુનિયાનો કોઇ કર્તા હોય તો તે એકજ હોય, પણ બધા જુદા જુદા ઇશ્વરો ન હોય, અગર જો બધા જુદા જુદા ઇશ્વરો આ દુનિયાના માલીક બની જગતની રચના કરવાનો દાવો ધરાવતા હોય તો, તેમાનો કયો ઇશ્વર સાચો તારવી કાઢવો ?

બીજી વાત એ છે કે-ખ્રિસ્તીના ઇશ્વરે કહ્યુ કે-ફલાણી વસ્તુ બનજો, બની ગઇ

વેદોમા-બ્રહ્માએ એકદમ જગત્ બનાવી દીધુ-તે એવી રીને કે જેમ સૂર્યની કિરણો નીકળી પડે તેમ કોઇને કાઇ ખબરજ ન પડી આ વાતો શુ એક બાળકના ખ્યાલ જેવી નથી ? કુભાર માટી આદિની સામગ્રી મેળવ્યા પછીથી જ ઘડો બનાવે છે તે પણ પોતાના સ્વાર્થના માટેજ આ બધુ જગત્ બનાવવાના મશાલા ઇશ્વરે કયાથી મેળવ્યા ? અને તેણે પોતાના કયા સ્વાર્થના માટે બનાવ્યુ ? આ બધુ શુ વિચારવા જેવુ નથી? માટે આ બધુ જગત્ કોઇએ બનાવેલુ જ નથી પણ પ્રવાહથી અનાદિના કાળથી ચાલતુજ આવેલુ છે, એમ જે સર્વજ્ઞોએ બતાવેલુ છે તેજ સિદ્ધ રૂપનુ છે વિચાર કરશે તે અવશ્ય સારી રીતે સમજી શકશે

(૩) જે સત્ય જ્ઞાન છે તેજ ખરા વેદો છે તેવા સત્ય-જ્ઞાનના પુરેપુરા હિમાયતી એવા જેનો જગજાહેર થએલા છે, છતા કહેવુ કે જેનો વેદોને માન આપતા નથી, તેથી તે નાસ્તિક છે આ કથન તેમનુ કેટલુ સભ્યતાવાળુ, અને કેટલી વિવેકતાવાળુ છે? પોતે પુરાણોમાના અનેક ગપ્પ ગોળાઓમા આખ મીચામણા કરી લોકોના આગળ જેમ તેમ ગોઠવી દેટયા કરવા અને પોતાનામા આસ્તિકતા બતાવવાનો ડોળ કરવો, આવા પુરૂષોમા સત્યપ્રિયતા કેટલી આકવી ?

(૪) જૈનોના તીર્થંકરો સ્વપરનુ કલ્યાણ કરવાના માટે પોતાની રાજ્ય ઋદ્ધિનો ત્યાગ કરી પરમ યોગીઓ થયા છે, પછી સર્વજ્ઞપણુ મેળવીને જગતના જીવોને સત્ય તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરતા રહ્યા, તેમને નાગા દેવ તરીકે ઓળખાવનારા, પોતાના દેવોને સ્ત્રીઓમા આશક્ત રૂપે સ્થાપન કરી, નીતિથી વિરૂદ્ધ, લોક વિરૂદ્ધ, અજાણ લોકો પાસે પુજન કરાવનારા, કેટલા બધા સત્યપ્રિય હશે ? થોડો પણ વિચાર કરી બોલનાર છે ?

વળી જૈનોના સાધુઓ તદ્દન નિસ્પૃહતાને ધારણ કરનારા અને સર્વજ્ઞોના બતાવેલા સત્ય માર્ગે ચાલનારા અને તેમના જ સત્ય તત્ત્વોનો ઉપદેશ કરનારા, તેવા સતોને ગદા તરીકે ઓળખાવનારા, અને જેઓ બધી વાતોથી લોભ લાલચમા ફસેલા, તેવા પોતાના માનેલા ગુરૂઓને સ્વરૂપ તરીકે મનાવવાનો પ્રયત્ન કરી રહેલાઓ, કેટલા ઉંચા દરજાનો વિચાર કરવાવાળા માનવા ? તેનુ માપ તો કોઇ સત્યપ્રિય હોય તેજ

આંકી શકે ? આંકી દૃષ્ટિ રાગના કે પક્ષપાતના ચશ્મા ચઢાવી બેઠેલા હોય તેમનાથી કિંમત કેવી રીતે આંકી શકાય ?

(૫) જે ગૌતમ ઋષિને દર્ભો દ્વેષથી બ્રાહ્મણોએ પોતાની જાતિમાંથી બહાર કાઢી મૂકયા તે ગૌતમે જૈનધર્મ ચલાવ્યો નથી પરંતુ ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર ભગવાનને જ્યારે કેવલજ્ઞાન થયું ત્યારે, ગૌતમ ગોત્રીયના ઇન્દ્રભૂતિ આદિ મોટા અગીયાર વિદ્વાન બ્રાહ્મણો, પોતાના ચુમાલીસો (૪૪૦૦) શિષ્યોના પરિવાર સાથે, શ્રીમહાવીર તીર્થંકરની પાસે આવી, પોતાની શંકાઓ દૂર કરી બધાએ તેમના શિષ્યો થઇને રહ્યા હતા, પરંતુ તેઓ સ્વતંત્ર પણાથી રહેતા નથી છતાં કહેવું કે અમારામાંથી કાઢી મૂકેલા ગૌતમે તમારો જૈન ધર્મ ચલાવ્યો એવા પ્રકારની વાતો કરનારા કે પોતાના ગ્રંથોમાં લેખો લખીને બતાવનારા, બ્રહ્મજ્ઞાનીઓને કેટલા દરજાના સત્યવાદીઓ માનવા ? આવી રીતના સેંકડો લેખો લખીને ઉંધુંચતું કરીને ગયા છે, તે અમારા આ ગ્રંથથી આપ સજ્જનો જોઇ શકશો અને વિચારી પણ શકશો

(૬) તમારા જૈનોને શિક્ષા કરવાને માટે-વિષ્ણુ ભગવાને માયાવી પુરૂષ પેદા કરીને મોકલ્યો અને તમારા જૈનોને વેદ ધર્મથી ભ્રષ્ટ કર્યા આ વાતમાં કેટલી બધી સત્યતા ? અને કેટલી બધી વિચિત્રતા ? વિષ્ણુ ભગવાનનું જૈનોએ એવું શું બગાડયું હતું કે જેથી આટલો બધો જૂઠો પ્રપંચ કરવો પડયો ? ગીતામાં વિષ્ણુ ભગવાન પોતેજ કહી ગયા છે કે-સજ્જનોનો ઉદ્ધાર કરવા અને દુષ્ટોનો નાશ કરવા હું યુગ યુગમાં અવતાર લેતો રહું છું

અહી દૃષ્ટિ નો વિચાર કરી જોતા—જે જીવોના ઘાતક હોય, જૂઠ બોલનાર કે જૂઠ લખનારા અને અધર્મના પોષક હોય તેવાઓના માટે યુગ યુગમા અવતાર લેવાનુ કહી ગયા હોય તો તે કદાચ વિચારી શકાય, આપણા આર્યો પર અનાર્યોના અનેક હુમલા થએલા છે, તેવા સમયમા વિષ્ણુ ભગવાને કાઇ 'ચુ' કે 'ચા' કરેલુ હોય તેમ તો જાણવામા આવ્યુ નથી તો પછી સર્વ પ્રકારથી શુદ્ધ એવા જૈનોના માટે માયાવી પુરૂષને ધકકેલી મૂકયો, એવુ લખનારા કેટલા બધા પ્રપચના કરનારા સમજવા ?

(૭) જૈનો શ્રાદ્ધ નથી કરતા, તેથી શુ તેમને બાપ દાદા ઓના વૈરી માની લેવા ? અને બ્રાહ્મણો બધી દુનિયાનુ હિત કરવાવાળા માની લેવા ?

આવા આવા પ્રકારની બધી વાતો કે જે પેટના દુખે માથુ કુટવા જેવી, અને અભણુ માનવોને અફાણી મારવા જેવી છે, તેવી વાતો કરવાથી શો ફાયદો ? હા સાધુઓને અને બ્રાહ્મણોને જોઇતી વસ્તુ માગવાનો અને ગૃહસ્થોને આપવાનો ધર્મ છે પરતુ સ્વાર્થના માટે ઉંધુ ચતુ લખતા કે બોલતા તેનુ સારૂ પરિણામ ખોળવા જતા વિપરીત જ આવે તેથી ન તો સાધી શકાય સ્વાર્થ અને ન તો સાધી શકાય ધર્મ છતા આ દુનિયાની કોઇ એવી વિચિત્ર ગતિ છે કે આડે રસ્તે ચાલવામા જ પોતાનુ હિત માની બેઠી છે એવી અજ્ઞાન દશાનો ઉપાય જ શો ?

ઉપર બતાવેલા ક્રમથી અમે સાતે પ્રશ્નોનુ યતકિંચિત્ સમાધાન તો કરીને આપ્યુ, પણ તે આવેલા શ્રાવકોના મનનું

ખરૂ સમાધાન ન થતા બોલી ઉઠયા કે–શાહેબ ! વળી બીજી વાતો સાભળીએ એટલે અમો તો તેવાને તેવા, એમા તે અમારૂ શુ વળે ? એમ કહીને ચાલતા થયા વળી બી ન બેઠેલા હતા તે પણ ચાલતા થયા, પર તુ ભરૂચના શાહ મગનલાલ મેલાપચદ કે જે મારા અભ્યાગી હતા, તે કાઇક વિચારીને બોલ્યા કે શાહેબ ! આ ગામડાઓના શ્રાવકોની ફરીયાદ ખરી છે કારણ કે–આ બધા દશાશ્રીમાલીઓ છે અને મૂલથી તેઓ જૈન મૂર્તિપૂજક હોવા છતા આજે કેટલાક હુઢીયામા, કેટલાક સ્વામીનારાયણમા, કેટલાક વૈષ્ણવાદિક સ પ્રદાયોમા સપડાએલા છે કહેવત પણ છે કે "દશામા દશ ધમ" છતા–એ બધાઓમા ભાણા વ્યવહાર, કન્યા વ્યવહાર, એક સરખો ચાલુ રહેલો છે તેથી અવસરે ભેગા થતા તેમણે પુછેલી વાતો તેમનામા ચર્ચાતી હોવી જોઇએ કારણ બીજા બીજા ધર્મના ગુરૂઓ તો ગામડાઓમા પ્રાયે પડયાને પાથર્યા રહેતાજ હોય, માત્ર જૈનસાધુઓ તેમને મળવા દુર્લભ થઇ પડે, તેથી આ ગામડાઓના શ્રાવકોની ફરીયાદ હુ ઘણા વખતથી સાભળુ છુ, પણ આવી વાતો લક્ષમા કોણ લે ? પછી અમે ઉત્તર આપ્યો કે એનો ઉપાય વાચન અને મનન એ શિવાય બીજો શો હોઇ શકે ? ભરૂચી–શાહેબ ! આપે કહ્યુ તેતો ખરૂ છે પણ આતો ગામડાઓના અભણ માનવીઓને સમજવાની બુદ્ધિ હોત તો તેઓ આવી ફરીયાદજ શુ કરવાને કરતા ? માટે આ લોકો કાઇક સમજે તેવુ શુધ્ધુ અને સરલ થવુ જોઇએ

અનેક વાર અમારા કાન પણ ગુન્હેગાર થએલાજ હતા, તેમજ ભરૂચના શ્રાવકની પણ રોજને રોજ પ્રેરણા થવા લાગી એટલે અમે નવીન નવીન વૈદિક મતના ગ્રંથોનો પણ કાઇક અભ્યાસ કરવાનુ શરૂ કરી દીધુ કહેવત છે કે-" અતિમ થનથી કાઇ ને કાઇ તો મળેજ " બધા દેવોએ મળીને સમુદ્રનુ મથન કર્યું તો શુ તેમણે અમૂલ્ય એવા ચઉદ (૧૪) રત્નો મેળવ્યા ન હતા? મેળવ્યાજ હતા અને એ વાત પુરાણોથી પ્રસિદ્ધ પણ થઇ ગઇ છે તે પ્રમાણે ગ્રંથ સમુદ્રનું મથન કરતા અમારા હાથમા યતકિંચિત્ જે કાઇ આવ્યુ તેમાનુ કાઇક ઉપર બતાવેલા પ્રશ્નોત્તરમા ગર્ભિત પણે રહેલુ જૈન-વૈદિક માન્યતા પ્રમાણે સૃષ્ટિનુ સ્વરૂપ, તેમજ બન્નેના દેવોનુ સ્વરૂપ, તેમના ગુરૂઓનુ સ્વરૂપ, તથા તેમના ધર્મનુ સ્વરૂપ જૈન-વૈદિકની તુલના રૂપે લખીને બતાવાનો પ્રયત્ન કરેલો છે ભાષા પ્રાયે સરલ ગામડી આઓ પણ સમજી શકે તેવી વાપરેલી છે

॥ ઇતિ ગ્રંથની ઉત્પત્તિમા નિમિત્તભૂત ગામડાઓના શ્રાવકોનો ને બ્રાહ્મણોનો વિચાર ॥

---

## જે ખરા પરમાત્માને ઓળખશે તેજ સત્ય તત્ત્વને મેળવશે ?

આ મારો ગ્રંથ હાથમા લેતાની સાથે કેટલાક તત્ત્વાતત્ત્વના વિચાર વિનાના અથવા પોતાના મતના દૃષ્ટિ રાગથી રંગિત હશે તેઓ જરૂર કહેશે કે-આ લેખકે કાળી બાજુ

ચીરીને શી ચતુરાઇ કરી ? એમ કહી અવજ્ઞા કરવા વાળાની ભૂલ થશે કારણ કે અમે જેનો વિચાર કરીને બતાવ્યો છે, તે કોઇ પ્રાકૃત માણસોનો કરીને બતાવ્યો નથી, પણ પરમાત્માઓનો–પરમેશ્વરોનો, તેમજ સર્વજ્ઞ પણું મેળવી જીવ અજીવાદિક તત્ત્વાતત્ત્વના સ્વરૂપના બતાવનારા જગત્ જંતુઓના ઉદ્ધારકોનો, વિચાર કરીને બતા યો છે તો પછી તેવા પરમાત્માઓમા કાળી બાજુનો અવકાશજ કયાથી હોય ? અગર જો કોઇ પરમાત્મા પણાનો સ્વીકાર કરીને તેઓમા કાળી બાજુ માનતો હોય તો તે પિત્તલને સોનુ માનવાવાળો, અધકારને પ્રકાશ માનવાવાળો, અને ધતૂરાનુ પાન કરી સર્વત્ર પીળુ પીળુ જોવાવાળો છે એમ કેમ નહી સમજવુ ? જુવો કે—

(૧) જે કામદેવને વશ થએલા હોય તેવાઓને, પરમાત્મા તરીકે અગીકાર કરવા તે શુ યોગ્ય છે ખરા ?

(૨) અથવા ક્રોધથી ધમધમાય રહેતા હોય તેવાઓને–પરમાત્મા તરીક અગીકાર કરવા તે શુ યોગ્ય ગણાશે ખરૂ ?

(૩) અથવા જે લોભ સાગરમા ડુબેલા હોય તેવાઓને, પરમાત્મા ઠરાવવાનો પ્રયત્ન કરી શકાશે ?

(૪) અથવા જે અજ્ઞાન પણાથી જગો જગો પર ગોથા ખાઇ રહ્યા હોય તેવાઓને, આપણે પરમાત્મા તરીકે કયા ગુણથી સ્વીકારી લઇશુ ?

(૫) અથવા અજ્ઞાન પણાથી ડુબેલી આ દુનિયાને પોતાની પ્રપચી માયાથી ફસાવવા વાળાને, આપણાથી પરમાત્મા તરીકે કેવી રીતે અગીકાર કરી શકશે ?

હે સજ્જનો ! ઉપર બતાવેલા અવગુણોથી ભરેલાઓને જ્યારે, તમો પરમાત્મા તરીકે માનવાને માગતા ન હોય છતા તેવા અવગુણ રૂપના પરમાત્મા જેમણે લખીને બતાવ્યા હોય તો શુ તેના સબધે આપણે વિચાર નહી કરવો ? તમો કહેશો કે વિચાર કરવો જો તમો વિચાર કરવાનુ કહેતા હોય ત્યારે તો પરમાત્માના સત્ય સ્વરૂપનો વિચાર કરીને બતાવનારને કાળી બાજુનો ચિતરવાવાળો કહી, તેની અવજ્ઞા કરવામા આપણી ચતુરાઇ શી ? માટે સત્યાસત્યનો વિચાર કરવો તેમજ આપણો પુરૂષાર્થ છે અને તેમાજ આપણું કલ્યાણ સમાયલુ છે નહી કે સ્વાર્થી લોકોના ધકકે ચઢવામા સ્વાર્થી લોકોએ કરેલા ગોટાળાની ખબર પૂર્વ કાલમા પડતી ન હતી પણ આજ કાલ છાપાઓના સાધનથી, તેમજ લાયબ્રેરીઓના સાધનથી, પોતાનો નિર્ણય પોતાની મેળેજ કરી શકાય છે અને તેટલાજ માટે આ અમારો પ્રયત્ન છે નહી કે કોઇને ઉતારી પાડવાનો ઇતિ અલ વિસ્તરેણ ॥

॥ ઇતિ પરમેશ્વર તરીકેના પરમાત્માના કાળી બાજુનો વિચાર જ ન કલ્પી શકાય તેનો વિચાર કરીને બતાવ્યો ॥

---

## અનાદિની આ સૃષ્ટિનો કર્તા કયો સાચો ?

આ સૃષ્ટિ ઉર્ધ્વ, અધો અને મધ્ય રૂપની પ્રત્યક્ષમા દેખાતી છે, અને તે અનતા અનત, નાના મોટા જીવોથી વ્યાપીને રહેલી છે.

અને તે જીવો પોતાના કરેલા કર્મના વશમાં પડેલા ચોરાશી (૮૪) લાખ જીવોની યોનિયોમાં ભટકયા કરે છે કોઈ અદ્વૈત મતવાદી કહેતો હોય કે આતો બધું જગત્ ઇશ્વરેજ બનાવ્યું છે અથવા ઇશ્વરની માયાથીજ બને છે તો તે કેવલ કલ્પિતજ છે, કારણ કે તે ઇશ્વરે જે પ્રથમ જીવો બનાવ્યા તે કેવી વસ્તુના ? અને તે જીવો કર્મ રહિત શુદ્ધ સ્વરૂપના બનાવ્યા કે અશુદ્ધ સ્વરૂપના ? જો શુદ્ધ સ્વરૂપના બનાવ્યા માનીએ તો તે જીવોની પાછળ આ બધો કર્મનો પ્રપંચ કયાથી લાગુ પડયો ? અને તે કોણે લગાડયો ? અને તે કર્મનો પ્રપંચ લાગુ પડયા પછી આ ચોરાશી લાખ જીવોની યોનિમાં ભટકવા કોણે કર્યા ?

જો કદાચ કહેવામાં આવે-કે ઇશ્વરે જે પ્રથમ જીવોને બનાવ્યા તે માયા સહિતજ બનાવ્યા અને જે માયા છે તેજ કર્મ છે, જે ઇશ્વરે અમારી સાથે માયા મૂકીને અમોને ચોરાશી લાખ જીવોની યોનિમાં ભટકતા કર્યા, તે અમારો ઇશ્વરજ નથી પણ તેણે અમારી સાથે દુશ્મનનીજ ગરજ સારી છે માટે તેવા ઇશ્વરને તો હન્તગે લાખો બનકન કરોડો યોજનના દૂરથી જ નમસ્કાર કરવો તેમાજ અમારૂ શ્રેય છે પણ તે ઇશ્વ થી અમારૂ કાંઈ પણ શ્રેય થવાનુંજ નથી એમ ચોક્કસ માની લેવાનુ છે

જે પ્રજાપતિને વૈદિકોએ બ્રહ્મા રૂપે કલ્પ્યા છે તેની ખબર નતો પડી છે મોટા મોટા પ્રાચીન ઋષિઓને, તેમજ નતો પડેલી છે વિષ્ણુના સાતમાવતાર રૂપ રામચંદ્રને, તે પ્રજાપતિના નામથી આ સૃષ્ટિની ઉત્પત્તિ લખાઈ, વેદોથી તે ઉપનિષદના ગ્રંથો સુધી આગળ વના પુરાણોમા સૃષ્ટિને ઉત્પન્ન

કરવાવાળા લખાયા બ્રહ્માદિક અનેક દેવો, તેના સબધે લખાયા હજારો શ્લોકો, પછી તે ગ્રથો મોટા મોટા દેખાય તેમા શી નવાઇ? માન આગળ આગળના લેખોથી આપ સજ્જનો પણ સારી રીતે વિચારી શકશો

## સર્વજ્ઞોના ઇતિહાસના વિકાર રૂપનાજ પુરાણો

વેદોના વિષયોને આપ ગમે તેટલા પ્રાચીન કપો પણ તે યજ્ઞ યાગાદિના વિધાનથી દ્રવિત થએલા આજ કાલના પડિતોને તો બાલખ્યાલ જેવાજ જણાયા છે

જૈનોના સર્વજ્ઞ પાર્શ્વનાથ ઈસ ન પૂર્વે એક હજારની લગભગમા થયા છે તે સર્વજ્ઞોના તત્ત્વ વિચારો નવીન રૂપના તાત્ત બહાર પડતાની સાથે વૈદિકોમા મોટી ગડમથલ થવા લાગી પ્રથમ મોટા જોશમા આવી યજ્ઞ યાગાદિકની પુષ્ટિના માટે બ્રાહ્મણ ગ્રથો લખવા માડયા, પણ સર્વજ્ઞોના સત્ય તત્ત્વો જેમ જેમ વધારે ફેલાતા ગયા તેમ તેમ તે બ્રાહ્મણ ગ્રથોની કિમત પણ નહી જેવીજ થઇ પડી પરતુ તે વખતના કેટલાક ચતુર પડિતોએ સર્વજ્ઞતત્ત્વોના આશયને પકડીને અને યજ્ઞ યાગાદિકના વિધાનોને અનાદરની દૃષ્ટિથી જોઇને ઉપનિષદોના ગ્રથોની સરૂઆત કરી દીધી તેથી તે ગ્રથો કાઇક લોકોમા ચોભા રૂપના ગણાવવા લાગ્યા પણ ભિન્ન ભિન્ન લેખકોના કારણે તેઓ આપસ આપસના વિરોધને ટાળી શકયા નહીં

આગળ જતા સર્વજ્ઞોથી પ્રગટ થતા ચાલેલા—પ્રાચીનમા પ્રાચીન ઇતિહાસના પણ વૈદિકના પડિતોએ તેવાજ હાલ

બેડાલ કરીને મુકેલા છે પરંતુ આ પ્રકાશના સમયમાં આજ કાલના કેટલાક ચતુર પંડિતો પોતાના વૈદિકમતમાં અનેક પ્રકારની ન્યૂનતાઓ જોતાહુવા અને પોતાના મતની પ્રાચીનતા બતાવતા હુવા એટલું તો જરૂર લખતા ગયા કે જૈન-બૌદ્ધના પંડિતોએ સુધારો વધારો કર્યો પરંતુ કેટલાક સત્ય પ્રિય પંડિતો તો જૈન-બૌદ્ધ તત્ત્વના લાંબા અભ્યાસથી બંને મતના તત્ત્વની ખરી સ્થિતિ સમજીને, જ્યાં સુધી જેઓ પહોંચ્યા ત્યાં સુધીના તેઓ પોતાના સત્ય ઉદ્ગારો કહાડતા ગયા છે તે મહા પુરૂષોની સહાયતાથીજ મેં આ લેખ લખવાનો ઉદ્યમ કરેલો છે, તેથી તેની ટુંકમાં નોંધ કરીને બતાવી છે અને ફરી પણ બે વાતો લખીને બતાવું છું

(૧) સર્વજ્ઞોએ આ સૃષ્ટિને અનાદિ અનંત સ્વરૂપની પ્રવાહથી ચાલતી આવેલી બતાવી છે, અને છે પણ તેવાજ સ્વરૂપની, છતાં વૈદિકના પંડિતોએ સર્વજ્ઞોના વિરૂદ્ધમાં આવીને બ્રાહ્મણ ગ્રંથોથી તે ઠેઠ પુરાણો સુધીમાં સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધે એક બીજાથી વિરૂદ્ધ સ્વરૂપના બ્રહ્માદિક અનેક દેવો કલ્પીને બતાવ્યા અને તે કલ્પના વેદ મૂલક ઠરાવવા પાછળથી પ્રજાપતિ બ્રહ્માના નામની નવીન અનેક શ્રુતિઓની રચના કરીને ઋગ્વેદથી તે ચોથા અથર્વવેદ સુધીમાં દાખલ કરીને બતાવેલી છે જો કદાચ આ સૃષ્ટિ ઉત્પત્તિ સંબંધના બધા કલ્પિત લેખોનો સંગ્રહ કરવામાં આવે તો અઢાર પુરાણના ઠેકાણે એક નવું મોટું ઓગણીશમું પુરાણ રૂપેજ થઇ જાય, એટલા બધા કલ્પિત લેખો લખાયા હશે? કલ્પિત લેખો લખવાવાળાને

ખાટી કોતર નડે તેવુ કયા હોય છે? જૈનમાન્યતા પ્રમાણે અનાદિની સૃષ્ટિનું સ્વરૂપ તત્ત્વત્રયી પૃ ૪ થી ૧૧, વૈદિકના અનેક દેવોથી ઉત્પન્ન થએલી આ સૃષ્ટિનુ સ્વરૂપ પૃ ૧૩ થી ૬૩ સુધી

---

હેલ્મુત સાહેબની કેટલીક શકાઓનુ સમાધાન

હેલ્મુત સાહેબનુ (જેનિઝમ) જૈનધર્મનુ પુસ્તક ગુજરાતી ભાષામા બહાર પડેલુ છે તેમાની કેટલીક તેમની મોટી મોટી શકાઓનુ સમાધાન આપી તેમને વિચારવાની સલામણ કરૂ છુ

(૧) પૃ ૧૪૧ મા તેમણે જણાવ્યુ છે કે-" જૈનધર્મના સિદ્ધાતો સર્વ કાળે એકના એકજ રહ્યા છે "

આ વિચારો તેમના ઘણા ઉડાણમાથી નીકળેલા હોય તેમ જણાય છે પરન્તુ-પૃ ૨૨૯મા તેમણે જણાવ્યુ છે કે-" ભારત વર્ષના બીજા ધર્મોની પેઠે જૈનધર્મ પણ માને છે કે જીવની ૮૪ લાખ યોનિઓ છે "

આ વિષયમા તેઓ ખરો નિર્ણય કરી શક્યા નથી તેથી જણાવવાનુ કે-બીજામતવાળાઓએ-જૈનોના સિદ્ધાતમાથી લઇને જૈનોના અનુકરણ રૂપે ૮૪ લાખ જીવોની યોનિઓ કલ્પિત રૂપે ઉભી કરેલી છે કારણ કે તેઓમા સપૂર્ણ જીવોનો વિષયજ આવી શકેલો નથી અને તેઓમા એક બીજાથી વિરૂદ્ધ કલ્પનાઓ થએલી છે સાથે એ પણ નિશ્ચય છે કે સર્વજ્ઞો

વિના એ વાત બીજા બતાવી શકેજ નહી (આના માટે જુવો આ ગ્રંથનું પૃ ૪૫૮ થી ૪૬૧)

(૨) પૃ ૧૪૩ મા તેમણે લખ્યુ છે કે-" જૈનધર્મના આ નિશ્ચલ ભાવને કારણે તેનામા બીજો એક ગુણ આવ્યો છે કે, બધા સિદ્ધાંતોમા તમે એની એવી છાપ લાવી શકશો કે જે છબી સર્વ રીતે પ્રાચીન તેમજ અર્વાચીન જૈનધર્મને મળતી આવે "

(૩) પૃ ૧૪૬ મા-"જૈન તત્ત્વ જ્ઞાનના આ મતને કારણે એ તો માનવુ જ પડે કે સર્વજ્ઞ પુરુષો થઇ ગયા છે "

(૪) પૃ ૪૫૩ મા-હિંદુ, બૌદ્ધ અને જૈન એ ત્રણે ધર્મ એકજ મૂળમાથી નીકળ્યા છે, સૈકાઓ સુધી સાથેજ ખીલ્યા છે, અને એમણે એક બીજા ઉપર તીવ્ર છાપ પાડી છે "

આ બધા ઉપ ના ફકરાઓથી વિચારવાનુ કે-જે મતમા આજ સુધી ચારો બાજુથી એક સરખી મળતી વાતો લખાની આવેલી હોય, તેજ ધર્મ સર્વજ્ઞોના મૂળ રૂપનો કાયમ રહેલો છે એમ માનવામા કોઇ જાતની હરકત આવે તમ જણાતુ નથી

પરંતુ દુનિયામા હમેશા અજ્ઞાનપ્રવૃતનુ પ્રાબલ્ય વધારે જ હોય છે ઇતર ધર્મના પ્રવર્તકોમા સર્વજ્ઞોનો ઇન્કાર થએલો છે બાકી અક્ષરોના પંડિતો તો ઢગલાબંધ તે વખતમા હાજર હતા, અને તેજ પ્રમાણે હમેશા ઢગલાબંધ થતા આવેલા છે અને આજે પણ તેટલાજ મળી આવશે તેથી સર્વજ્ઞોના તત્ત્વ કથનમાથી કે તેમના ઇતિહાસમાથી લઇને પોતાનામા ઉભુ કરવામા તેઓ પાછળ પડે તેમ ન હતા, માટે વિચારવાનુ કે

પ્રત્યક્ષની બાબતોમા કુદરતના નિયમોથી પણ વિરૂદ્ધ, જેમનામા લખાયુ હોય તેમણે બી તમાથી લઈને પોતાનામા ફેર ફાર કરેલો છે તેટલો સામાન્ય વિચાર કરવાથી સત્યાસત્યનો વિચાર કરવાને શક્તિમાન થઇ શકીશુ બાકી ડાળા પાખડાનો જુદો વિચાર કરતાં સત્ય માર્ગ ને મેળવી શકીશુ નહી ફલાણામા આમ છે અને ફલાણામા તેમ છે, અને તે વાત ખગ મુદ્દા સરની છે, અને તે અસર્વજ્ઞોના સિદ્ધાતમા લખાઇ, જેમકે-૮૪ લાખ જીવયોનિનો વિચાર હેમ્પુત શાહેબથી થયો છે તે ભૂલ ભરેલો થયો છે માટે પ્રથમ સર્વજ્ઞોના વચન ઉપર ધ્યાન દીધા પછીથી બીજો વિચાર કરવામા આવે તો ભૂલ થવા પામે નહી કારણ કે ઘણા લાબા સમયની વાતોમા બીજો કોઇ ઉપાય જડી શકે તેવો જણાતો નથી

આપણે જે વિચાર કરવાનો છે તે-જૈન-બૌદ્ધ સમયના ઉપનિષદાદિક ગ્રથોથી છે કારણ કે-યજ્ઞ યાગાદિકના વિધાનવાળા ૧૬ના પ્રધાન વેદોના ગ્રથો અસર્વજ્ઞોથી પ્રવર્તેલા હતા, અને તેની પુષ્ટિના માટે લખાયલા બ્રાહ્મણ ગ્રથો પણ તેવાજ સ્વરૂપના હતા, પણ તે ગ્રથો આપણુ ઉચુ મત પ્રેરે તેવા ન હુતા તે પહેલાના સમયમા ન તો કોઇ અધ્યાત્મિક વિષયના ગ્રથો, તેમજ ન તે ઇતિહાસ વિષયના ગ્રથો, વૈદિકોમાના આપણા જોવામા આવેલા છે, તેમજ ન તો સાભળવામા પણ આવેલા છે તો પછી અસર્વજ્ઞોથી લખાયલા પાછળના ગ્રથોથી સર્વજ્ઞોએ લીધુ એવો વિચાર કરવામા આવે તે શુ ભ્રમમૂલક ન ગણાય ? વિચારી શુ તો ભ્રમમૂલકજ ગણાશે

જુવો કે મુત શાહેબના જ લેખો-જૈનધર્મ ગ્રંથના પૃ ૧૫ મા-તેમણે જ લખ્યુ છે કે-"પ્રાચીન ઉપનિષદોના કવિઓએ-આત્મતત્વ અને અનાત્મ વચ્ચે ભેદ પાડયો નથી, અને આત્મ તત્વ સ બ ધે તેમણે બહુ વિચાર કર્યો નથી" પૃ ૧૬ મા-"સૌથી પ્રાચીન ( બૃહદારણ્યક, છાંદોગ્ય, તૈત્તિરીય, કૌષીતકી ) ઉપનિષદોમા પણ વેળુ આત્મ તત્વનુ સ્વરૂપ, એક નવીન ભાવનાને કારણે પછીના કાળના ( કાઠકઆદિ ) ઉપનિષદોના જણાય છે એ ભાવના તે આત્મતત્વના વ્યક્તિત્વની ભાવના આત્મતત્વ અને અનાત્મતત્વ હવે સ્પષ્ટ રીતે ભિન્ન થયા પૃ ૧૮મા-"પ્રાચીન ઉપનિષદોમા-આત્મા દેખાતો નથી'

"જૈન સપ્રદાય પોતાના તત્વ દર્શનમા-જીવ અને પુદ્ગલ વચ્ચે ભેદ માને છે, અને જીવને શાશ્વત સ્વત ત્ર માને છે તેથી આત્માના નવીન સિદ્ધાતની સ્થાપનાના સમયમા એના પ્રથમ ઉત્પત્તિ હોવી જોઈએ પ્રાચીન અને નવીન ઉપનિષદોમા આત્મતત્વ વિષેના ભેદ મ ળ પના જે મત હતા તે ક્રાઈસ્ટ પૂર્વેની સહસ્રાબ્દિની શરૂઆતના સૈકામા સ્થિર થવા લા , એટલ જૈન દર્શનની ઉત્પત્તિ પણ તેવામાજ થઈ મ ત"

આ જગો પર હેલ્મુત શાહેબને હુ જણા ક સર્વજ્ઞોથી પ્રગટ થતા આત્મતત્વના વિચારો જે ી વી ધીરે ઉલટ પાલટ પણાથી ઉપનિષદકારો લેતા ગયા ન પોતાના ગ્રંથોમા ગોઠવતા ગયા, તેવીજ રીતે સર્વજ્ઞોથી પ્રગટ થતા ૬૩ શલાકા પુરૂષોમાની વાતો, જે ટુ ક રૂપથી ચાલતી આવી હતી તેમાથી વૈદિકના પ ડિતો ધીરે ધીરે લેતા ગયા, અને તેમા ઉધી સ્રી

કલ્પનાઓ કરીને પોતના ગ્રથોમા લાળી લહરક કરીનેજ ગોઠવતા ગયા છે તેથીજ તે ગ્રથો મોટા મોટા દેખાવવા લાગ્યા છે પરતુ તે યથાર્થ સ્વરૂપથી લખાયલા નથી બાકી અસર્વ-જ્ઞોના લેખોમાથી લઇને, સર્વજ્ઞોએ પોતાના મતના અનુકૂલ રૂપે સુધારીને ઇતિહાસ લખ્યો, એવો જે આપણુને ભ્રમ થયો છે, તે આ મારો ગ્રથ દેખતાની સાથેજ ફેરવનો પડશે, અને ત્યારબાદજ આપનો ગ્રથ (જૈનિઝમ) સર્વ માન્ય થશે, એ ખાસ ધ્યાનમા લેવાનુ છે

જૈન ઇતિહાસના વિષયમા આપણુને ભ્રમ થવાનુ જે કારણુ છે તેમા મારૂ અનુમાન એ છે કે–બિહાર પ્રાતમા શકર સ્વામીએ બૌદ્ધોની સાથે જે અત્યાચાર કર્યો હતો તે વખતે ત્યાના જૈનોપર પણુ અત્યાચાર કરેલો છે અને તેમના જૂના જૂના પુસ્તકો લઇને તેના પરથી પુરાણો ઉભા કરીને તે જુના પુસ્તકોનો પણુ નાશ કરાવેલો છે પરતુ ગુજરાત આદિ પ્રદેશોમા જે સર્વજ્ઞોથી પ્રગટ થએલો ઇતિહાસ છુટક છુટક રહેલો હશે તેનો સગ્રહ કરી હેમચદ્રસૂરિએ ફરીથી લખ્યો, તેથી તેને નવીન રૂપનો માનીને આપે તેવુ અનુમાન કર્યુ હશે, પણુ તે ભ્રમમૂળકજ છે કારણુ કે આજે બે હજાર વર્ષથી જુદા પડેલા શ્વેતાબર–દિગબરમા તે સર્વજ્ઞોથી પ્રગટ થએલો પ્રાચીન ઇતિહાસ એક સરખોજ લખાયલો, તેથી તે આધુનિક પુરાણોમાથી લઇને સુધારીને જૈનોએ પોતાની અનુકુલતા પ્રમાણે લખ્યો એવો જે વિચાર છે તે કેવળ ભ્રમમૂળકજ ગણાશે મારૂ આ બધુ પુસ્તકજ વાચીને આપણુને પણુ મારા વિચાર સાથે મળતા થવુજ પડશે

કેટલાક હેમ્મુત શાહેબના લેખમાના અને કેટલાક મા
લેખમાના ફકરા અહી ટાકી બતાવીને વિચાર કરવાની સુગમત
કરીને આપુ છુ

જુવો કે-હેમ્મુતશાહેબ અનાદિની સૃષ્ટિના નિયમ રૂ
સર્વજ્ઞોની માન્યતાને-પાતાના ગ્રથના પૃ ૨૧૮ થી ૨૭૬ સુધી
પુરપુરી પુષ્ટિ બતાવી રહ્યા છે તેનો કિચિત્ સારાશ

ભારતના અને બી ૧ દેશના મતવાદીઓ પોત પોતાન
માનેલા ઈશ્વરને જગતના કર્તા હર્તા બતાવે છે તો તે બધ
જુદા જુદા ઈશ્વરોમાનો જગતનો કર્તા હર્તા કયો ઈશ્વર સાચો

બીજી વાત એ છ કે-કમ ફળના નિત્ય નિયમને તો
બધાએ મતના ઈશ્વરવાદીઓએ સ્વીકારેલો છે અને તેઓ કાં
છે કે-ઈશ્વર એ નિયમને ફેરવી શકતો નથી જ્યારે એ કર્મને
નિયમ નિર્વિઘ્ને પ્રવર્તે છે ત્યારે ઈશ્વરને વચ્ચે લાવવાની જરૂ
શી છે? ઈત્યાદિ

અહી ટુક વિચારવાનુ કે-આ જગત્ કર્તાની માન્યતામ
અસર્વજ્ઞોના ઈશ્વરો સત્ય રૂપના ન ઠરે તો બીજી પણ અને
શ્રેષ્ઠ વાતો છે તે સર્વજ્ઞોથી પ્રગટ થઇ ને પ્રસીદ્ધીમા બીજામ
પ્રસરેલી છે એવા વિચાર ઉપર પણ આવવુ જ પડશે

જૈનોમા ૨૪ તીર્થ કરોનો ઈતિહાસ ઠામ ઠેકાણા સાથે
ટુક ટુક સ્વરૂપથી લખાયો છે

વૈદિકોમા-મોટા મોટા પુરાણોમા ઠામ ઠેકાણા વિનાન
મત્સ્ય, કૂર્મ વગેરાદિ એકજ વિષ્ણુના ૨૪ અવતારો લખાય

છે અહી વૈદિકોનુ અનુકરણ, જૈનોએ કરેલુ માનવુ કે જૈનોનું અનુકરણ વૈદિકોએ કરેલુ માનવુ ? બન્ને તરફના સ્વરૂપ ટુક રૂપે લખીને બતાવ્યા છે તે સિવાય બીજો પુરાવો આપવાને હુ સમર્થ નથી આનાથી વધારાના પુરાવા કોઇ બતાવશે તો વિચાર કરવાનો અવકાશ લઇશુ

જૈનોના ૬૩ માના ૨૪ તીર્થંકરો મુખ્ય છે વૈદિકોએ પણ મત્સ્ય, કૂર્માદિક ૨૪ જ કલ્પ્યા છે, તેમનું અનુકરણ જૈનોએ કર્યું હોય તેવો સભવ જણાય છે ખરો ? વિચારવાની ભલામણ કરૂ છુ

આગળ જૈનોમા ૧૨ ચક્રવર્તીઓ છે વૈદિકોમા તેમાના બે ત્રણ નામ જુદા પાડી શકાય છે બીજાઓની મને ખબર પડી નથી જુવો કે-જૈનો ઋષભદેવના પુત્ર ભરતને ચક્રવર્તી બતાવે છે વૈદિકો તેજ ભરતને જડભરત કહીને અને ઋષભ દેવને પર્તોમા ભટકી રહેલા બતાવે છે તેના મધ્યમા મનુષ્ય, પશુ, પખી આદિ નાના મોટા જીવોને, આપણે પ્રત્યક્ષ રૂપે દેખી પણ રહેલા છિએ, અને તે જ્યોતિષ ચક્ર આપણા મનુષ્યોના પુણ્ય પાપને જણાવનારા પણ છે માત્ર અધો ભાગમા રહેલો નરકાદિકના સ્થાન આપણી દૃષ્ટિ ગોચર થતા નથી, પરતુ કોઇ અતીન્દ્રિય જ્ઞાનીઓએ (સર્વજ્ઞ પુરૂષોએ) તે સ્થાન પોતાના દિવ્યજ્ઞાનથી જોયા હશે, એમ બલાત્કારથી પણ માનવુ પડે છે કારણ કે સર્વ મતોમા પ્રાયે નરકાદિકના સ્થાન મનાયલા છે જૈન સર્વજ્ઞોના તરફથી અધો ભાગમા રહેલી વસ્તુઓના સબધે ઘણુ વિસ્તારથી લખાયલુ છે.

બીજી વાત એ પણ વિચારવાની છે-કે અનાદિકાલના પ્રવાહથી ચાલતી આવેલી આ સર્વ વસ્તુઓમા સૂક્ષ્મ સૂક્ષ્મ રૂપે પરિવર્તન થતુ હોવા છતા પ્રસિદ્ધમા તેવીને તેવી પણ કેટલીક વસ્તુઓ મનાતી આવેલી છે

જુવો કે-ઉર્ધ્વ લોકમા, તેમજ અધો લોકમા, તેવી અનાદિ કાલની વસ્તુઓ ત્યા તેવાને તેવા સ્વરૂપની પણ ઘણી રહેલી છે ઉદાહરણ તરીક જુવો કે ઉર્ધ્વ લોકમા-સૂર્ય, ચન્દ્ર આદિકના વિમાનો સદાકાળથી ફરી રહેલા આપણે પ્રત્યક્ષપણે જોઈ રહેલા છિએ, તેથી તે સર્વજ્ઞ પુરૂષોથી શાશ્વત રૂપથી જાહેરમા મૂકાયલા છે અને તે પ્રમાણે માન્યા વગર બીજી ગતિ પણ નથી તેજ પ્રમાણે અધોભાગમા નરકાદિના સ્થાન પણ શાશ્વત રૂપનાજ હોવા જોઈએ જો તે નરકના સ્થાન સદા કાલના ન માનીએ તો ૮૪ લાખ યોનિમા ભટકતા જીવો પોતાના કરેલા હલકામા હલકા કર્મ કયે ઠેકાણે જઈને ભોગવશે ? માટે તે સ્થાનો પણ શાશ્વત રૂપના ખરોજ એમ પણ માનવુ જ પડશે

આપણા મધ્યભાગમા-આપણી દૃષ્ટિથી અગોચર આયે બધાએ મતમા એક સરખો મનાયલો મેરૂ પર્વત પણ છે તે આખી દુનિયાનુ મધ્યપણુ બતાવનારો સર્વજ્ઞોએ પ્રાયે શાશ્વત રૂપનોજ બતાવેલો છે તેમા ફેરફાર થએલો કે થવાનો આજ સુધી કોઈએ પણ લખીને બતાવેલુ નથી

તેવી અનેક અનાદિકાલની વસ્તુઓ સિવાય બીજી વસ્તુઓમા ઉતરતા ચઢતા કાળના પરિવર્તન સાથે મોટા મોટા ફેરફારો થતા આવેલા છે તેવા પ્રકારની કેટલીક વાતો સર્વજ્ઞોથી

પ્રગટ થએલી તો અમો પણ બતાવી ગયા છે વૈદિક પુરાણોમા તેમાનીજ કેટલીક વાતો ક્રમ વિનાનીજ લખાયલી છે, જેમ કે-બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ આ ત્રણ મોટાજ દેવો કૃત, ત્રેતા અને દ્વાપર યુગના ક્રમથી લખીને બતાવ્યા છે તો કોઇ જગો પર વિષ્ણુની નાભિમાથી બ્રહ્મા, તો કોઇ જગોપર મહાદેવથીજ બ્રહ્મા-વિષ્ણુ આદિ પેદા થએલા બતાવ્યા છે કોઇ જગોપર ત્રણે દેવો ભેગા થઇ ગએલા તો કોઇ જગોપર વિખુટા પડેલા ઇત્યાદિક સેંકડો વાતો ગપડ સપડ રૂપની લખાયલી છે તેમાની કેટલીક વાતો તો મારા ગ્રંથથી પણ આપ સજ્જનો વિચારશો તો સારી રીતે જોઇ શકશો જુવો કે સાતમોથી નવમો સુધીમા ઉભા કરેલા પ્રાયે ઘણા પુરાણોમા ઘણી જગોપર લડાઇઓ તો થતી બતાવેલી છે દેવ-દાનવોની, પણ તેમા સપડાયલા કોઇ વખત બ્રહ્મા નાશ ભાગ કરી-વિષ્ણુનુ શરણુ ખોળતા રહેલા બતાવ્યા છે અને વિષ્ણુ પોતે તેમનો પક્ષ કરીને તે દાનવોની સાથે હજારો વર્ષના યુદ્ધથી છેવટે નાશ ભાગ કરતાજ બતાવ્યા છે એવી કથાઓ પણ કેટલીક મારા ગ્રંથથી જોવાને મળશે

અહી વિચાર થાય છે કે જગતની આદિ કરવા વાળા, જગતને વીટલાઇ જગતથી પણ *દશાંગુલ વધીને રહેવા

---

* ચારે વેદોમા એક સૂક્ત એવુ છે કે-વિરાટનુ સ્વરૂપ ધારણ કર્તા પ્રજાપતિએ બધા બ્રહ્માંડને વીંટી લીધુ પછી પોતે બ્રહ્માંડથી પણ બહાર દશાંગુલ વધીને રહ્યા વિચાર થાય છે કે-બ્રહ્માંડની બહાર દશાંગુલ જગ્યા કયી રોકી ? અને તેની પછીના વધારાની બાકી કેટલી રહેવી ? અને તેનુ નામ શુ ? તે જાણુવાની જરૂર છે

વાળા, સૃષ્ટિની આદિમા ચાર ઋષિઓને ઉત્પન્ન કરી તેમના હૃદયમા ચારો વેદોનો પ્રકાશ કરવાવાળા, અને તે ચારો વેદોથી પ્રસિદ્ધિને પામેલા, એવા જગતના સ્રષ્ટા બ્રહ્મા તે પેલા દૈત્યોથી નાશ ભાગ કરતા કેમ બતાવ્યા છે ?

અને યુગ યુગમા અવતાર ધારણ કરી, ભક્તોને રક્ષણ કરવાનું વચન આપીને ગએના, એવા વિષ્ણુ ભગવાન પણ તે દૈત્યોથી નાશ ભાગજ કરતા લખીને બતાવ્યા છે

ત્યારે તે કાલના તે અસુરો જગતની રચના કરનારા બ્રહ્માથી અને ભક્તોના રક્ષક એવા વિષ્ણુ ભગવાનથી, કેટલા બધા જબરા હશે ? અને કયા બીજા દેવથી ઘડાયા હશે ? આમા સત્ય શુ છે તેનો વિચાર કોઇ સજ્જન કરીને બતાવશે ખરો કે ?

સૃષ્ટિની ઉત્પતિ કરવા વાળા ખ્રિસ્તીના ઇશ્વરે-કહી દીધુ કે ફલાની વસ્તુની ઉત્પત્તિ થઇ જાવો, એમ કહેતાની સાથે બધી વસ્તુઓ ક્રમવાર ઉત્પ ન થતી ચાલી આ વાત વાદીગરના તમાસા જેવી નથી કે ?

ઋગ્વેદના-પ્રલયદશાના સૂક્તમા-પ્રજાપતિ-બ્રહ્માએ “આ બધી સૃષ્ટિ એકદમ એવી બનાવી દીધી કે જેમ સૂર્યની કિરણો ઉત્પન્ન થઈ જાય તેથી પાછલથી ઉત્પન્ન થએલા કોઇ પણ પંડિતને એ ખબર ન પડી કે આ સૃષ્ટિ કયા ક્રમથી ઉત્પન્ન થઈ ગઇ ” એવા પ્રકારના ત્રણ ચાર સૂક્તો ઋગ્વેદમાજ જૈન-બૌદ્ધની જાગૃતિના પછીથીજ કોઇ કોઇ પંડિતમાનીઓથીજ દાખલ

કરવામા આવેલા જણાય છે આના સબધે-દ્વિવેદી મણિલાલ નભુભાઈ લખી જણાવે છે કે-'યજ્ઞ પુરુષ નવોજ દેવ કલ્પાયો, પ્રજાપતિ બધાના મોખરે આવી બ્રહ્મા રૂપે પૂજાતો થયો ' આ પ્રજાપતિના સબધવાળાજ આ ત્રણ ચાર સૂક્તો નવીન કલ્પનાજ દાખલ થએલા છે, એ ચોક્કસ છે, વિચારવાની ભલામણ કરૂ છુ અહીં વિશેષ વિચારવાનુ કે કૂર્મપુરાણનો લેખ જોતા તેમા જણાવ્યુ છે કે પ્રથમ જબૂદ્વીપ તેના મધ્યમા મેરૂ પર્વત છે તેના પછીથી સમુદ્ર છે, એમ સાત દ્વીપ અને સાત સમુદ્રો એક એકથી વીટલાઇને રહેલા છે તે બધાને આ એકલા પ્રજાપતિએ મસાલા વગર કયી વસ્તુથી બનાવી દીધા ? અથવા તે બધી વસ્તુઓ કયા બ્રહ્માડમાથી લાવીને અહીં ગોઠવી ?

તે સિવાય ઉર્ધ્વ લોકમા રહેલા સૂર્ય-ચદ્રાદિકના વિમાનો, અને અધોલોકમા રહેલા નરકાદિકના સ્થાનો, મસાલા વગર કયી વસ્તુના બનાવી દીધા ? અથવા કયા બ્રહ્માડમાથી લાવીને ગોઠવી દીધા ? શુ આ બધુ વિચારવા જેવુ નથી ? આ બધી સૃષ્ટિની રચના ઇશ્વરે કરી દીધી, પણ તેની રચના કરવા વાળા એક નહી પણ બધાએ મતના ઈશ્વરો સૃષ્ટિની રચના કરીને ચાલતા થયા, પણ તેમાના એક પણ ઇશ્વરનો ખરો પત્તો મેળવી શકયો નહી આ બધી વાતો શુ વાદીગરના ખેલ જેવી માનવી કે બાલકોના ખ્યાલ જેવી માનવી ? જ્યારે ઈશ્વરે આ બધી સૃષ્ટિ રચી ત્યારે પ્રથમ જીવો કેવા સ્વરૂપના બનાવ્યા ? જો શુદ્ધ સ્વરૂપના બનાવ્યા હતા તો, તેમની પાછળ આ બધો કર્મનો પ્રપચ કોણે જોડીને આપ્યો ? અને પછી તે જીવો

કર્મના વશમા પડીને ચોરાશી લાખ જીવયોનિમા જે ભટકના થયા તે કયા કર્યાકે ભટકના કર્યા? માટે આ જગતની સૃષ્ટિના રચનાર ઈશ્વરની વાતજ કલ્પિત છે અને તે કોઇ ખાસ જ્ઞાનીઓના વિરોધમા આવીને કલ્પિત કિસ્સોજ ઉભો કરેલા છે તે સિવાય આ વાતમા સત્ય કાંઈજ નથી એમ ખાસ કહી શકુ છુ જો કદાચ જગતનો કર્તા કોઇ હશે એમ માની લઈએ તો તેના ઉપર અનેક પ્રકારના દોષોની જાળ આવી પડવાની, તેથી આ વાત કોઇ પણ રીતે સિદ્ધરૂપની નથી એમ ખાસ વિચારવાનુ છે

અહી સુધી ૨૪ અને ૧૨-૩૬ જૈન-વૈદિકના ઇતિહાસના ફેરફારનો વિચાર થયો પણ વાસુદેવાદિકના નવનિકોનો (૨૭) નો કરવાનો છે તે ૧૧ મા તીર્થ કરના સમયથી ક્રમવાર સર્વેના ઇતિહાસમા તદ્દન ટુકપણાથી સૂત્રરૂપે લખાયા છે વૈદિકોના પડિતોએ તે નવનિકાન મોટા ફેરફારની સાથે ઉલટ પાલટ પણાથી મોટા મોટા લેખો લખી ૧ પૂર્ણ વૈદિક ઇતિહાસમા દાખલ કરી દીધા છે તે માના તુલનાત્મક લેખોથી વિશેષ સમજવામા આવશે, તો પણ અહી ટુકરૂપથી સૂચવુ છુ

ઉત્તમત શાલેઓ-પૃ ૨૮૧ મા અગીયારમા તીર્થંકરના સમયમા થએલા ત્રિપુપ્રતિ શત્રુ (જિત-શત્રુ) રાજા બતાવ્યા છે અને તેમણે પોતાની પુત્રી મૃગાવતી સાથે સબધ કર્યો તેથી તે પ્રજાપતિ કહેવાયો

આની ટીપમા ત્યા જણાવ્યુ છે કે-" પ્રજાપતિ શબ્દના બે અર્થ છે-પ્રજાનો પતિ એટલે રાજા અને પ્રજા એટલે સૃષ્ટિનો પતિ-એટલે બ્રહ્મા હિંદુ કથાપ્રમાણે બ્રહ્માએ પોતાની પુત્રી સરસ્વતી સાથે લગ્ન કર્યું હતું "

આ વિષયમા સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરતા અને પુરાણોમા લખાયલા અનેક વિકૃતિના સ્વરૂપના લેખો જોતા એજ માલમ પડશે કે સર્વજ્ઞોના ઇતિહાસમા લખાયલા જે આ રિપુપ્રતિ શત્રુ ગણ્ત છે અને પોતાની પુત્રીની સાથે સબધ કરવાવાળા છે તેજ વૈદિકોમા બ્રહ્મા તરીકે કલ્પાયા છે

તે પ્રજાપતિને અદ્વૈતવાદિઓએ બ્રહ્મારૂપે કલ્પીને લોકોને ભ્રમ તળમા નાખવાને અને વેદ મૂલક ઠગવવા સૃષ્ટિની ઉત્પત્તિના સબધના નવીન રૂપના પાઠલથી ત્રણ ચાર સૂક્તો જુદા જુદા પડિતોએ બનાવીને ઋગ્વેદના છેલ્લા દશમા મડળમા દાખલ કરી દઈને તે પ્રજાપતિના સબધનુ મોટુ સૂક્ત કે જે વિરાટ્-પુરૂષવાળુ યજ્ઞ પુરૂષના નામથી રચેલુ છે તે તો પાછલથી ચારે વેદોમાજ દાખલ કરી દીધુ છે તેથી ન તો આ પ્રજાપતિ-બ્રહ્મા રૂપના સત્ય છે, તેમજ ન તો આ સૃષ્ટિ પણ કોઇની રચેલી છે જો કે પુરાણોમા આ સૃષ્ટિના કર્તા બ્રહ્માદિક અનેક દેવો કલ્પાયા છે તે બધા સાચા ઠરે તોજ આ પ્રજાપતિ બ્રહ્મા સત્યરૂપના ઠરે, નહિં તો આ બધો કલ્પનાના કુસુમોજ વિખેરેલા છે એમ આપ ચતુર સજ્જનો સારી રીતે સમજી શકો તેમ છો

આ પ્રજાપતિની બાબતમા-બારીક દૃષ્ટિથી જોનાવાળા વૈદિક-

મતના એ ચાર મોટા પંડિતો પણ શંકાશીલ થઇને પોતાના લેખોમાં સૂચન માત્રથી ઉદ્દગારો પણ કાઢતા ગયા છે જુવો માગ ગ્રંથનું પૃ ૪૪૧–આર્યોના તહેવારોના લેખકે પોતાના ગ્રંથના પૃ ૧૫૩ માં લખ્યું છે કે-" ઇંદ્ર અને વિષ્ણુ એમના કૃત્યોનો વિચાર કરીએ તો તે કાલ્પનિક પુરૂષો ન હોતા એમ દેખાય છે ?"

આ લેખથી તેમણે એજ સૂચવ્યું છે કે-બ્રહ્માના, રૂદ્રોના કૃત્યોનો વિચાર કરતાં એ બે વ્યક્તિઓ તેમને ઇતિહાસ સ્વરૂપની લાગેલી નથી

વળી અતિ સૂક્ષ્મ દૃષ્ટિવાળા-મણિલાલ નભુભાઈ દ્વિવેદી પોતાના સિધ્ધાતસારના પૃ ૪૪ મા લખે છે કે-" યજ્ઞ પુરૂષ નરોજ દેવ કલ્પાયો, પ્રજાપતિ બધાના મોખરે આવી સૃષ્ટિનો કર્તા, નિયંતા થઇ બ્રહ્મા તરીકે પૂજાયો "

આ બધી વાતોથી વિચારવાનું કે—

ઇ સ પૂર્વે મહસ્રાબ્દિના લગભગમા-જૈનોના સર્વજ્ઞ ૨૩ મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના તરફથી-પ્રકાશિત ઉત્પાદિક અધ્યાત્મિક તત્ત્વના વિષયો જાહેરમા આવવાથી, અને વૈદિકના પંડિતોને નવીન રૂપના લાગવાથી, અને વૈદિક યજ્ઞ યાગાદિકની મહત્વતા નહી જેવી થતાં-તે વિષયોની જમાવટ કરવા બ્રાહ્મણ ગ્રંથોમા અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરીને જોઇ, પણ તે મહત્વરૂપની ન ગણાતા, તે સમયના ચતુર પંડિતોએ-સર્વજ્ઞોના

તરફથી બહાર પડતા અધ્યાત્મિક વિષયનો આશ્રય પકડીને, ઉપનિષદાદિક ગ્રંથોની શરૂઆત કરી દીધી તેથી તેમને કાઇક પગ ટેકવા જેવુ થયુ હોય? પરંતુ સર્વજ્ઞોના તરફથી અનાદિની સૃષ્ટિનો વિષય ફેલાતા, તે વિષયમા ઓ વો કાઇ વિશેષ જણાવી ગયા હોય તેમ જાણવામા આવ્યુ નથી

પરંતુ વૈદિકો પોતાના મોટા જત્થાના અભિમાનવાળા આ અનાદિની સૃષ્ટિના વિષયને અગમ્ય અને અત્યંત પરોક્ષ જાણીને, તદ્દન જુદા પડવાના વિચારથી, આ પ્રજાપતિને–બ્રહ્મા રૂપે કલ્પીને તેને જગતના કર્તા રૂપે લખી દીધા હોય? એવુ મારૂ ખાસ અનુમાન છે બાકી ગજમાથી તજ ખોળી કાઢવાવાળા એવા મોટા મોટા પંડિતોથી ભૂલમા લખાયુ હોય એમ હુ કલ્પી શકતો નથી કારણ કે–બ્રહ્મસૂત્રના શાકર ભાષ્યનો અ ૧ પા ૧ સૂ ૧૧ ના અર્થમા જણાવ્યુ છે કે–

'બ્રહ્મા બે સ્વરૂપના જણાય છે તેમાના પહેલા નામવાળા, રૂપવાળા, વિકારવાળા, ભેદોની ઉપાધિવાળા છે તેનાથી વિપરીત બીજા સર્વ ઉપાધિથી વર્જિત છે તેમાના પહેલા ઉપાસના કરવાને યોગ્ય છે અને બીજા છે તે જ્ઞાન કરવાને યોગ્ય છે, એવો વેદાતમા ઉપદેશ આપેલો છે ”

વળી–બૃહત્ ઉપનિષદ્ શાકરભાષ્યના–૧–૪–૬ ના સૂત્રની વ્યાખ્યામા

"હિરણ્યગર્ભ–પ્રજાપતિને ઉપાધિવશથી સંસારીપણુ છે, પણ પરમાર્થથી ન સંસારીપણુ નથી પોતે તો અસંસારીજ છે

એજ પ્રમાણે-એકપણ અને અનેકપણ હિ વ્ય ાભ પ્ર તપતિનુ છે તેજ પ્રમાણે-એકપણું અને અનેકપણું સવ જીવોનું પણ છે"

ઉપરના બે ફકરાથી વિચારવાનુ કે-

બ્રહ્મસૂત્રના બ્રહ્માને-ઉપાધિવાળા, અને અનઉપાધિવાળા લખીને અનેક સ્વરૂપના બતાવ્યા બ્રહ્મજ બે છે તો પછી અદ્વૈત કયુ ?

ઉપનિષદ્‌ના બ્રહ્માને ઉપાધિવશથી સમાની પણું, અને અસમારીપણું લખીને એક અનેક સ્વરૂપના બતાવ્યા, તેજ પ્રમાણે બધા જીવોને પણ એક અનેક સ્વરૂપના બતાવ્યા અનેક રૂપના બ્રહ્મ અને જીવો છે, તો પછી અદ્વૈત ક્વા પ્રકારનું ?

પણ એજ બ્રહ્મ સૂત્રના નૈकस्मिन्नसंभव ના સૂત્રની વ્યાખ્યા કરતા એક વસ્તુમા બે ધર્મ રહી શકે નહી એમ લખ્યુ હતું ત્યારે આ એક બ્રહ્મમા, અને એક એક જીવમા, અનેક ધર્મો કેવી રીતે લખીને બતાવ્યા ?

બીજી વાત એ છે કે-ઉપાધિવાળા ઉપાસનાને યોગ્ય છે ?

ઋગવેદમા-સૃષ્ટિને ઉત્પન્ન કરવાની ઉપાધિમા પડેલા-બ્રહ્માના ત્રણ મોટા સૂક્તો છે પણ તે બ્રહ્મા આજ સુધી કોઇના જોવામા કે જાણવામા આવેલા નથી અને પુરાણોમા લખાયલા ઉપાધિવાળા બ્રહ્મા, ઉપાસનાને યોગ્ય જણાતા નથી ત્યારે કયા ઉપાધિવાળા બ્રહ્માની ઉપાસના ? મણિલાલભાઇને આ પ્રજાપતિ નવીન રૂપના લાગ્યા છે અને વિચાર કરતા લાગે પણ તેમજ છે માટે આ બ્રહ્માના સબધવાળા બધા લેખોમા ધ્યાન દેવાની જરૂર છે

પ્રાચીન ગણાતા વૈદિકોએ—કોરી કલ્પના કરીને જગતના કર્તા અનેક દેવોને લખીને બતાવ્યા, અને કલ્પિત બ્રહ્માને—વેદમૂળક ઠરાવવા ચારે વેદો સુધીમા દાખલ કરી દીધા ત્યારે બીજા મતવાળાઓએ પણ પોત પોતાના ઇશ્વરોને આ સૃષ્ટિના કર્તા લખી જણાવ્યા પરંતુ—અનાદિની આ સૃષ્ટિ, નાના મોટા અનંતાનંત જીવોથી ભરેલી, અને પ્રવાહથી ચાલતી આવેલી, પ્રત્યક્ષ દેખાઇ રહી છે તેના કર્તા બીજા દેવો તો દૂર રહ્યા પણ પ્રથમ બ્રહ્માજ કે જે ચારે વેદમા દાખલ થયા છે, અને શંકરસ્વામીએ જેને સંસારી પણ બતાવ્યા છે, અને જે પુરાણોમા અનેક સ્વરૂપથી લખાયા છે, તેજ પોતાના કર્મના પન્નગમા પડેલા, મોટી મોટી આફતોથીજ પમાર થએલા છે એમ જોગો, તો પછી તે બ્રહ્મા આ જગતની રચના શું કરી શકવાના હતા? વિચાર કરશો તો દીવા જેવું જ દેખાશે

જ્યારે આ જગતના કર્તા બ્રહ્માદિદેવો વેદોથી તે પુરાણો સુધીના કલ્પિતજ ઠરે ત્યારે સંપૂર્ણ વૈદિકમતના બધાએ તત્ત્વોની કિંમતજ શી? અને તે કયા સર્વજ્ઞોથી કલ્પાયા?

સંસ્કૃત સાહિત્યના લેખક—મૅકડોનલ સાહેબ—પૃ ૧૭૬ મા જણાવે છે કે—"ઋગવેદના ૭ કે ૮ સાત સૃષ્ટિ વિષયક સૂકતોમા, જે ફિલસુફી ભરેલી કવિતાઓ આવે છે, તે ઘણો ગાઢો સંબંધ ધરાવે છે, સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઇ એ પ્રશ્ન આ સ્થલે ચર્ચવામા આવ્યો છે તેમા દંતકથાના અને ધર્મ શાસ્ત્રના વિચારોની—પુષ્કળ ભેળંભેળા થઇ ગઈ હોય, એ તો સ્વાભા-

વિકન્જ છે એ કવિતાઓમા વિચારો અસ્તવ્યસ્ત સ્થિતિમા
મૂકાયલા આપણા જેવામા આવે છે ”

આ મૅકડૉનલ શાહેબના લેખથી પણ વિચારવાનુ કે —

પ્રાચીનમા પ્રાચીન ઋગ્વેદને—ઇશ્વરથી પ્રાપ્ત થએલે
માનીએ તો તેમા લખાયલા સૃષ્ટિના કર્તાની સાથે પાછળની
દંત કથાઓના વિચારો અને પાછળથી લખાયલા ધર્મ શાસ્ત્રોના
વિચારોની ભેળસેળ કયા કાળમા થવા પામી ? અને તે
વિચારો અસ્ત વ્યસ્ત પણાથી શા કારણથી લખાયા ? મણિલાલ
ભાઈને આ પ્રજાપતિ બધાને મોખરે આવેલો જણાયો તેમ
અયોગ્ય શુ છે ? કારણ કે શંકરસ્વામીએ—જે પ્રજાપતિ
મ સારી બતાવ્યા છે, અને પુરાણોમા લખાયા છે, તે અને
આકૃતોથી પમાર થએલા નજરે પડે છે, તે જગત્ રચવાને
સમર્થ કેવી રીતે માનવા? બીજી વાત એ છે કે—આ પ્રજાપતિની
પુત્રીને—કોઈએ—સરસ્વતી, કોઇએ—સાવિત્રી, કોઇએ શતરૂપા
લખી છે ખરી પણ ભાગવતવાળાએ હરિણી રૂપે લખી મૃગા
વતીનોજ અથ બધ બેસતો કરી આ પ્રજાપતિનેજ હરણ
રૂપે ઠરાવ્યા છે એવી રીતના અનેક લેખો જોતા બીજા કોઇ
નજરે નથી પડતા પણ આ મૃગાવતી પુત્રીના પતિ રિપુપતિ
શત્રુ રાજાજ પ્રજાપતિ સિદ્ધ થાય છે,

આ વાતમા મારી ભૂલ થએલી કોઇ બતાવશે તો તેને
મારા પર મોટો ઉપકાર થશે ઇત્યલ વિસ્તરેણ

અહીં સુધી ૨૪ને ૧૨-૩૬ અને પ્રમ ગમા આવેલ
પ્રજાપતિ ને હેતુત શાહેમને ઉદ્દેશીને લખી બતાવ્યુ

હવે ફકરમાના જે વાસુદેવાદિકના નવ વિકો છે તે તો આ ગ્રંથની પ્રસ્તાવનામા પ્રસગે પ્રસગે જણાવતા જઈશુ

અતિ પ્રાચીન જૈન ધર્મમાના શ્વેતાબર અને દિગબર એ બે સપ્રદાયો જુદા પડયાને પણ આજે બે હજાર વર્ષ થવાને આવ્યા પરતુ ખાસ મુદ્દાની બાબતોમા તેઓ એક સરખાજ ચાલ્યા આવેલા છે

વૈદિકો પણ—તેમના વેદોના વિષયને બાદ કરીને વિચાર કરીએ તો તેઓ પણ જૈન ધર્મવાળાઓની સાથે મૂળમાથીજ ભીડાતા આવેલા છે છતા વૈદિકોમા જૈનોમાની તેની તેજ બાબતો અનેક સ્વરૂપવાળી, અને અનેક વિકારોથી ભરેલી અસ્તવ્યસ્ત પણાથી શાથી લખાઇ ? શોધકોને વિચાર કરવાની ખાતર કેટલીક સૂચન માત્રથી લખીને બતાવુ છુ —

(૧) જૈનોમા અનેક સર્વજ્ઞોથી નિર્ણીત, અવસર્પિણી-ઉત્સર્પિણીકાળના સ્વરૂપવાળી, પ્રવાહથી ચાલતી આવેલી, આ સૃષ્ટિ અનાદિકાળની, અનતાનત નાના મોટા જીવોથી ભરેલી, એકજ પ્રકારથી મનાઇ છે એટલુજ નહી પણ શ્વેતાબર દિગબર બન્ને સપ્રદાયોની પણ એકજ માન્યતા કાયમજ રહેલી છે

(૨) વૈદિકોમા—એકજ સૃષ્ટિની ઉત્પત્તિમા અનેક વિચારો થએલા છે અને અનેક દેવો સૃષ્ટિ ઉત્પન્ન કરવાનો દાવો કરતા જણાવ્યા છે તેમાનો કયો દેવ સાચો તારવી કાઢવો ? તેમાની ટુક સૂચના

(૧) કૂર્મ પુરાણમા—નારાયણ દેવથી બ્રહ્મા, પછી બધી સૃષ્ટિ

(૨) બ્રહ્મ વૈવર્ત પુ મા કૃષ્ણથી બધા જગતની ઉત્પત્તિ

(૩) શિવ પુ મા—બ્રહ્માડમાથી પછી સૃષ્ટિ

(૪) દેવી ભાગવતે-આદ્યશક્તિ કાલીદેવી પછી સૃષ્ટિ

(૫) મ ડૂક ઉપનિષદ્‌મા—અવિનાશી પુરૂષથી સૃષ્ટિ ઉત્પન્ન થઈને પાછી તેમા સમાઇ જાય

(૬) મનુસ્મૃતિમા—સ્વયભૂ ભગવાને અ ધકારનો નાશ કરીને જલ ઉત્પન્ન કર્યું તેમા બીજ નાખ્યુ, તેથી સોનાનુ ઇ ડુ, તેમા બ્રહ્મા ઉત્પન્ન થયા પછી બધી સૃષ્ટિ થઇ

(૭ ૮) ગોપથ-શતપથ બ્રાહ્મણ ગ્ર થમા પ્ર જાપતિ પ્રથમ તપ તપ્યા પછીથી આ બધી સૃષ્ટિ

(૯) તૈત્તિરીય સ -પૃથ્વી જલમા હતી પ્રજાપતિ વરાહના રૂપથી બહાર ખે ચી લાવ્યા

(૧૦) ઋગવેદમા—એક આત્મા હતો તેનાથી આ બધી સૃષ્ટિ

એમ પ્રથમ ઋગવેદમા ચોકકસ નિર્ણ ય થયા વગર ૯ સાત સૂક્તોથી સૃષ્ટિની ઉત્પત્તિ શાથી લખાઇ ? વળી બીજા ત્રણ વેદોમા તેમજ બ્રાહ્મણાદિક ગ્ર થોથી તે ઠેઠ પુરાણો સુધી બ્રહ્માદિક અનેક દેવોથી આ સૃષ્ટિ ઉત્પન્ન થયાનુ લખાણ, તેમા સત્યસ્વરૂપથી લખાએલી વાત કઇ અ ગીકાર કરવી ?

(૩) જૈનોમા—ઋષભદેવથી તે મહાવીર પર્યંત ૨૪ તીર્થંકરો ભિન્ન ભિન્ન વ્યક્તિના, જુદા જુદા કાળમા ઘણા લાબા લાબા સમયના છેટે થએલા બતાવેલા છે, તેઓનો ઇતિહાસ ક્રમવાર ઠામ ઠેકાણા સાથે ચોક્કસ પણાથી લખાયલો છે

(૪) વૈદિકોમા—વેદોમા અવતારના સબધે કઇ સૂચન માત્ર પણ નથી કદાચ તેમાની કોઇ વાત લખાઇ હશે તો તે વેદમૂળક ઠરાવવા પાછળથીજ લખાઇ હશે એ નિર્વિવાદજ સમજવુ

પરતુ પુરાણોમા એકજ વિષ્ણુના ૨૪ અવતારો તે પણ મત્સ્ય, કચ્છપાદિક ઠામ ઠેકાણા વિનાના લખાયા તે કોના અનુકરણથી લખાયા ? *

વળી ૨૪ માથી કરીને મત્સ્ય, કચ્છપાદિક ૧૦ અવતારો કલ્પાયા તે કોના અનુકરણથી ? અને તેમા સત્યતા કેટલી ? તે વાતની સર્વ સજ્જનોને પણ પુક્ત પણાથી વિચારવાની ભલામણ છે

(૫) જૈનોમા ૬૩ શલાકાપુરૂષો ગણાય છે કયા કયા તીર્થંકરના સમયમા કયો ચક્રવર્તી અને કયુ વાસુદેવાદિકનુ ત્રિક, તેમના નામ, ઠામ, માતા, પિતાદિક અને તેઓના

* જૈનોમા—શુદ્ધ સ્વરૂપના ૨૪ તીર્થંકરો છે અને બૌદ્ધમા દશ બોધિસત્વ પણ લખાયલા છે પૌરાણિકોએ-મત્સ્યાદિ ૨૪ અને ૧૦ એમ બે વખતે જાહેર કર્યા ત્યારે આજ કાલના પડિતોએ-એક સૂર્યની સાથેજ કલ્પીને બતાવ્યા તો કોઇએ ઉત્ક્રાંતિ વાદ જાહેર કર્યો તપાસીને જુવો

આયુષ્ય વિગેરેની સમજુતી જુદા જુદા કોઠાથી કરીને બતાવી છે

(૬) તેનીજ સાથમા જૈન-બૌદ્ધના અનુકરણરૂપે કલ્પાયલા વૈદિક મતના એકજ વિષ્ણુના ૨૪ અને ૧૦ મત્સ્યાદિક અવતારોનો વિચાર કરતા પણ સમજુતીની સાથે અનેક પ્રમાણો પણ લખીને બતાવેલા છે

(૭) જૈનોમા-નાભિરાજા અને મરૂદેવી સાતમા યુગલ રૂપ કુલકરમાના હતા તેમનાથી શ્રી ઋષભદેવ આ અવસર્પિણીમા પ્રથમ તીર્થંકર રૂપે ઉત્પન્ન થયા તેમનાથી યુગલ ધર્મ બધ થયો પોતે ઉત્તમોત્તમ દેવમાના ઉત્તમ ત્રણ જ્ઞાનયુક્ત જન્મેલા હોવાથી ઋષભદેવે પ્રથમ બધાએ પ્રકારના વ્યવહાર જ્ઞાનનું મૂળ લોકોને શિખવ્યુ ત્યાર બાદ સાધુપણું અગીકાર કરી કેવલ જ્ઞાન પ્રાપ્ત કર્યું, ધર્માધર્મનો માર્ગ બતાવી મોક્ષમા ચાલ્યા ગયા

(૮) વૈદિકોમા-" નાભિરાજાએ મેરૂપર્વતની દીકરી મેરૂ **દેવીની** સાથે લગ્ન કર્યું, યજ્ઞનો આરભ કર્યો વિષ્ણુ હાજર થયા પુત્રની યાચના કરનાર, બ્રાહ્મણોનું વચન પાળવા, વિષ્ણુ આઠમા અવતારરૂપે ઋષભદેવપણે જન્મ્યા તેમનાથી અર્હંનનો નાસ્તિક ધર્મ પ્રવર્ત્યો "

અહી થોડુક વિચારવાનું કે-પર્વતને દીકરી કોના સયોગથી ? દીકરી ! -દેવી કોણ કહે છે ? વ્યવહારની અને ધર્મની પ્રવૃત્તિજ ઋષભદેવના પછીથીજ થઇ છે તો પછી નાભિરાજાનુ

લગ્ન કેવુ ? તે વખતે યજ્ઞ ધર્મજ કેવો ? અને યજ્ઞ કરવાવાળા બ્રાહ્મણો પણ કયાથી ? આ બધા લેખકોની ચાતુરીનુ મૂલ્ય પણ કેટલુ ?

હેલ્મુત શાહેબે–પોતાના જૈનિઝમના પૃ ૪૫૮ મા જણાવ્યુ છે કે–જિન–વિષ્ણુનો અવતાર મનાય છે વિષ્ણુએ–ઋષભ –રૂપે અર્હત્ શાસ્ત્ર પ્રગટ કર્યું એમ પદ્મત ત્ર ૧–૧–૪૪ થી લખ્યુ છે ભાગવત પુરાણ ૫–૩ થી અને ૧૧–ર મા તેમજ વૈષ્ણવોના બીજા ગ્રથોમા તેવીજ રીતે ઋષભને વિષ્ણુના અવતાર માન્યા છે તેમા ઋષભના ચરિત વિષે જે કથા આપી છે તે જૈન કથા સાથે થોડેજ અશે મળતી આવે છે પણ ઋષભની કથા વૈષ્ણવ ધર્મગ્રથમા આવે એજ હકીકત મહત્વની ગણાય ”

આ ઋષભદેવનું સ્વરૂપ નામ માત્રથી ઉપર બતાવ્યુ છે બન્ને તરફનું વિશેષ પ્રકરણ ૯ મા, પૃ ૧૧૫ થી ૨૨૬ સુધી જુવો તેથી વિશેષ–પદ્મપુરાણાદિકનું પૃ ૩૪૫ થી ૩૫૦ સુધીમા જુવો અને યોગ્યાયોગ્યનો વિચાર કરો

અહી વિશેષ વિચારવાનુ એ છે કે–વેદ સમયના પછીથી વૈદિકોમા જે ઇતિહાસ લખાયો છે ને પ્રાયે સર્વજ્ઞોના ઇતિહાસની હરિફાઈનોજ છે જેમ કે તીર્થંકરોની હરિફાઇથી વૈદિકોમા મત્સ્ય, કૂર્માદિક એકજ વિષ્ણુના ૨૪ અવતારો અને કુદરતથી ઉત્પન્ન થએલા ૧૪ રત્નો જેને આવી મળે તે ચક્રવર્તી થાય તેવા ૧૨ જૈનોમા બતાવેલા છે વૈદિકોમા તેમાના બે ચાર નામ

